શિલ્પસ્થાપત્યના ગ્રંથપ્રાપ્તિસ્થાન

Shilpa Books Will be, Available At
Padmashry PRABHASHANKER O. SOMPURA
ARCHITECT SHILP-VISHARD
3 Pathik Society. Behind S. P. Colony
AHMEDAAAD-13.

१ बलवंतराय पी. सोमपुरा
३ पथीक सोसायटी, अहमदाबाद-१३.
२ एन एम त्रिपाठी बुकसेलर
प्रीन्सेस स्ट्रीट, मुंबई-२.

(1) B. P. Sompura
3, Pathik Society, AHMEDABAD-13.
(2) N. M. TRIPATHI & CO.
Princes Stret. BOMBAY-2.

मूल्य : रु. २५ पोस्टेज पृथक
PRICE Rs 25

मुद्रक :
श्री मणिलाल छगनलाल शाह
नवप्रभात प्रिन्टींग प्रेस,
घीकांटा, अहमदाबाद-१



પ્રાસાદ મંદિરનું પ્રક્ષદર્શન

# श्री विश्वकर्मा प्रणीत वास्तुविद्यायां ज्ञानप्रकाश दिपार्णव

## राजस्थान अने गुजरातनी समविषमता

## पूर्वार्धे



## अथ दीपार्णव उत्तरार्ध

## अनुक्रममणिका

(ગર્ભગૃહાધિકાર અ. ૬ રાજસ્થાની પ્રત) દીપાર્ણવ ઉત્તરાર્ધ

# પ્રસ્તાવના

ત્રેત્રાયુગમાં માનવી વન પર્વતો સરોવર અને નદીઓને વનરાજીમાં દેવોની સાથે વિહાર કરતા અને કલ્પવૃક્ષથી ઇચ્છીત ભોગ પદાર્થો મેળવતા જ્યારે કલ્પવૃક્ષ અલોપ થયા ત્યારે અન્ય વૃક્ષો નીચે વાસ પર્ણકુટિ બાંધી કરવા લાગ્યા. પછી સામુદાયિક ગામ વસાવી અનાજ ઉત્પન્ન કરવા લાગ્યા. વાયુ–વર્ષા–તાપ અને શીતતાથી સુરક્ષીત રહેવા સારૂ ઇંદ્ર વરૂણ, વાયુ, અગ્નીની, સ્તુતી કરી વજ્રપાતથી બચવા કરતા.

ભારતીય શિલ્પ સ્થાપના વાસ્તુ વિદ્યાના તલસ્પર્શી અભ્યાસ માટે તેના પૂર્વાચાર્ય ઋષિમુનીઓએ રચેલા ગ્રંથો સાધન રૂપ છે. પુરાણ કાળના ગ્રંથો ઉપલબ્ધ થતા નથી. અગ્નીપુરાણમાં તેર ગ્રંથોની સુચી આપેલ છે. ઇ. સ. પછીના ગ્રંથોમા ઉપરોક્ત સૂચીના અવતરણો છુટા છુટા પ્રાપ્ત થાય છે.

વિશ્વકર્મા પ્રકાશ. ઉત્તર ભારતનો શિલ્પ ગ્રંથ છે. કાશ્યપશિલ્પ, અને માનસાર એ ગ્રંથો દ્રવિડ શિલ્પને લગતા છે. પુરાણમાં મત્સપુરાણ–અગ્નિપુરાણ ભવિષ્યપુરાણ વિષ્ણુ ધર્મોતર પુરાણમાં કેટલાક અધ્યાયો શિલ્પ વિષયના છે તાંત્રીકગ્રંથોમાં અને નીતિશાસ્ત્રોને જ્યોતિષના અને વિધિવિધાન ગ્રંથોમાં થોડુ શિલ્પ સાહિત્ય મળે છે. પાંચમી સદીના બૃહદસંહિતા અને શુક્રનિતી અને અન્ય નીતિશાસ્ત્રોમાં સપ્તમી સદીના લક્ષણ સમુચ્ચય ઉત્તર ભારતના શીલ્પને લગતો છે તે નેપાળમાં પ્રકાશીત થયેલ છે. વળી સાતમી સદીનો વાસ્તુતિલક ગ્રથ કેશવ દેવ નામે વિદ્વાને પશ્ચિમ ભારતના શિલ્પને કીયાને લગનો છે.

વાસ્તુશાસ્ત્રના જુદા જુદા અંગો છે. ભવન, રાજમહેલ, દેવપ્રાસાદ, નગર, દુર્ગ જળાશ્રયો, કુંડો, વાવો, એ સર્વ સ્થાપત્ય. આ સર્વને લગતુ સુંદર રચના મૂર્તિ સ્તંભો તોરણો, ગવક્ષો, દુર્ગદ્વાર, વગેરે સુશોભનને શિલ્પ કહે છે. કે ઉત્કૃષ્ટ શિલ્પને શિલ્પ કહ્યું. છે. પ્રથમ સ્થાપત્ય અને તે અંગેનુ સુશોભન એ શિલ્પ એ રીતે શિલ્પ અને સ્થાપત્યની વ્યાખ્યા જાણવી.

નવમી દશમી સદી સુધીના સ્થાપત્યોની રચના અને તે કાળ પછીની રચનાઓમા થોડું અંતર છે. પ્રાચિન સ્થાપત્યોને અવલંબીને દશચી અગીયારમી સદીના શિલ્પ સ્થાપત્યના ગ્રંથોની રચના થઇ તે પહેલાના સ્થાપત્યોથી થોડી પૃથક શૈલી થઇ તેમજ વિશેષ અલંકૃત થવા લાગી.

પ્રાસાદનું પીઠકામદ પ્રકારનુ થતુ. તેના સ્થાને ગજ, અશ્વ–નર પીઠવાળુ મહાપીઠ અલંકૃત થયુ મંદિરની બાહ્ય દિવાલો જે મંડોવર કહેવાંય છે તે વિશેષ ઘાટ અને દેવ દેવાંગના, દીગ્પાલો આદિના સ્વરૂપો થવા લાગ્યા નવમી સદી સુધી શીખરો વિશેષ કરીને એકાડીક થતાં તેના સ્થાને પંચાંડી–નવાંડી અને સહસ્ર અંડકોવાળા શીખરો થવા લાગ્યા

આ બધી શીલ્પીઓની બુદ્ધિ વિકાસની કૃતિનુ પરિણામ છે. તેને લગતા યમ નીયમો ઘડાવા લાગ્યા. અગ્યારમી સદી પછીનું શિલ્પ સાહિત્ય વર્તમાન ક્રીયામાં અસ્તિત્વ ધરાવે છે.

પરમ પૂજ્ય-પૂજ્યપાદ્ અનંતોપકારી માતા પિતાને સમર્પિત



સ્વ. પૂજ્ય પિતાશ્રી ઓઘડભાઈ ભવાનજી સોમપુરા

જન્મ : વિ. સં. ૧૯૧૧ સ્વર્ગવાસ : વિ. સં. ૧૯૮૭



સ્વ. પૂજ્ય માતુશ્રી શીવકુંવરબા

જન્મ : વિ. સં. ૧૯૧૩ સ્વર્ગવાસ : વિ. સં. ૧૯૭૯

કીંકર કનિષ્ઠ પુત્ર પ્રભાશંકર



સ્વ૦ નેવટીયાજી અને શ્રીમતી નેવટીયાજી સાથે પ્રભાશંકર સોમપુરા થાણા કલ્યાણ
બીરલા મંદિર

મૂર્તિશાસ્ત્ર સંબંધમાં ત્રીજીથી છઠ્ઠી સદી સુધીના ગુપ્ત કાળના જે સુંદર શિલ્પને મૂર્તિઓ થતી તેમાં ક્રમશ વિશેષતા નથી થઇ થોડો ફેર પડેલો છે.

પ્રારંભમાં ઇંટ કાષ્ટના અલ્પ જીવી પદાર્થોના સ્થાપત્યો થતાં હશે તેથી જ તેના અવ-શેષો આપણને ઉપલબ્ધ થતા નથી. પ્રારંભમાં પ્રયોગો થવા લાગ્યા વેદીક. બૌદ્ધ અને જૈનોની ગુફાઓ દેશના પૃથક્ પૃથક્ ભાગમાં કોતરાવાનો પ્રારંભ થયો છે. જ્યાં પહાડો કોતરી શકાયા ત્યાં ગુફાઓ થઈ શકી શત્રુંજય જેવા પવિત્ર પર્વતમાં ગુફાઓ કોતરી શકાય તેવા પાષાર અગ્યારમી સદી સુધી મળેલો નહિ. સૌરાષ્ટ્રમાં તળાજા અને ઉના પાસે સાણાના પહાડોમાં ગુફાઓ કોતરાઈ,—વલભીપુરમાં બૌદ્ધોનું પ્રાબલ્ય હતુ ત્યાં નજીક નાના પહાડો ગુફાઓ કોતરાવવા લાયક ન હોવાથી ગુફાઓ ન કોતરાઈ.

ગુજરાતમાં સ્થાપત્યને લાયક પાષણ ધ્રાંગધ્રા, હીમતનગર, પોરબંદર, તળાજા પાસે બાંભોર કાટકડો ગોંડળ રાજ્યમાં લાઇમ સ્ટોનની ખાણો છે સૌરાષ્ટ્રના સમુદ્ર કીનારો લાઇમ-સ્ટોનથી ભરેલો છે તેમાંથી અને જુનાગઢથી ખેલાના નાના પત્થરો મકાનમાં ઉપયોગી મળે છે ઝાલાવાડમાં સેન્ડસ્ટોનની ખાણો છે કચ્છમાં હલકો સફેદ અને પીળા માર્બલની ખાણો છે સૌરાષ્ટ્રમાં ગોપનાથ પાસે ઉના પાસે ને કેશોદ પાસે પીળો માર્બલ નીકળે છે. અંબાજી પાસે આરાસુરના ડુંગરોમાં ઉત્કૃષ્ઠ આરસની ખાણો છે. ત્યાં મધ્યમ કોટીના આરસ પણ નીકળે છે. શીહોર પાલીતાણા તરફ ગ્રેનાઇટસ્ટોન મળે છે પરંતુ તેમાં ઘાટ કામ થતું નથી

શિલ્પી વર્ગ—પશ્ચીમ ભારતમાં સોમપુરા શીલ્પીઓ સૌરાષ્ટ્ર કચ્છ ગુજરાત મેવાડ રાજસ્થાનમાં વસે છે. તેઓમાંના વિદ્વાનો પાસે પ્રાચીન હસ્ત લીખીત ગ્રંથોનો સંગ્રહ હોય છે. તેઓ મંદિરાદિની રચના કરે છે તેઓ બ્રાહ્મણ કુળના શિલ્પીઓ છે.

પૂર્વ ભારતમાં ઓરિસામાં મહારાણા—મહાપાત્ર શીલ્પીઓ છે. તેઓ પાસે શીલ્પના હસ્ત લીખીત ગ્રંથો હોય છે તેઓ મંદિરોને મૂર્તિઓ બનાવે છે. તેઓ ક્ષત્રીય કુળના હોય તેમ લાગે છે.

દક્ષીણ ભારતમા તામીલનાડુમાં વિશ્વકર્મા આચાર્ય શીલ્પીઓ છે કર્ણાટક આંધ્ર મહા-રાષ્ટ્રમાં પંચાનન શીલ્પીઓ રહે છે. મહીસુર તરફ શીલ્પીઓ શિલ્પ વિષયને મૂર્તિ વિષ. યનું જાણે છે. મધ્ય ભારતમાં ખજુરાહોમાં નવમીથી તેરમી સદી સુધી ચારસો વર્ષ શિલ્પીઓએ સેંકડો સુંદર કળામય મંદિરો મૂર્તિઓ કરી તે—કુશળ શીલ્પી વર્ગની હયાતિ મળતી નથી. સાતસો આઠસો વર્ષથી તે શિલ્પી વર્ગ લુપ્ત થઇ ગયા વિધર્મીઓના ધર્મ પરિવર્તને કે અન્યવ્યવસાએ તેઓ લાગી ગયા હોય. પંજાબ. બિહાર—બંગાળ સર હદપ્રાંત, સિંધ, આસામ, દીલ્હી પ્રદેશ, આસપાસ આદિ પ્રદેશોમાં શિલ્પના જ્ઞાતા વિધર્મી-ઓના કારણે જોવામાં આવતો નથી.

વિશ્વકર્માના માનસ પુત્રો જય. મય સિદ્ધાર્થ અને અપરાજિત નામે હતા કોઇ ગ્રંથમાં સિદ્ધાર્થના સ્થાને ત્વષ્ટાનુ નામ આવે છે, ત્વષ્ટા લોહ કર્મમાં યંત્ર કર્મમાં કુશળ હતા.

જય અને અપરાજિતના નામે વિશ્વકર્મા સાથેના સંવાદ રૂપ ગ્રંથો પ્રાપ્ત થાય છે. કહેવાય છે કે ઘણા યુગ પહેલા દ્રવિડને પ્રદેશ ભુસ્તર શાસ્ત્ર પ્રમાણે પાતાળ પ્રદેશ=અમેરીકા જોડાયેલા હતો વચ્ચે સમુદ્ર ન હતો ત્યારે મય શિલ્પીઓ અમેરીકાના મેક્ષીકો પ્રદેશમાં વસેલા. આ કુશળ મય જાતિના શિલ્પીઓ ત્યાંના રીત રીવાજો હાલમાં પણ કેટલાક ભારતીય રીતના છે. અમેરીકામા મેક્ષીકન મય જાતિના શિલ્પીઓ હાલમાં પણ કુશળ એન્જિનીયર તરીકે ઓળખાય છે. આજ રીતે ભારતના શિલ્પીઓ પૂર્વ દેશ જાવા સુમાત્રામાં જઈ વસેલા ત્યાં હાલપણ તેમણે 'મહાન સ્થાપત્યે' ભારતીય શૈલીના ઉભા કરેલા જોવાયો આવે છે.

નવમી દશમી સદીમા શિલ્પના મહાગ્રંથો ઉત્તમ પ્રકારના મહાપ્રાસાદોના સિદ્ધાંતો પર સંસ્કૃતમાં રચાયલા હતા. શિલ્પીઓનો કેટલોક વર્ગ સંસ્કૃત ભાષાથી અજ્ઞાત હશે પરંતુ તેઓ શિલ્પના ક્રીયાત્મક જ્ઞાનમાં કુશળ રહ્યા પરંતુ ગ્રંથસ્થ જ્ઞાનના અભાવના કારણ એ છે કે તેવા મહાગ્રંથોમાં આપેલા મહાપ્રસાદોના નિર્માણ કરાવનાર પણ ઓછા રહ્યા આથી શિલ્પના મહાગ્રંથો વૃક્ષાર્ણવ, ક્ષીરાર્ણવ, જયપૃચ્છા, વાસ્તુશાસ્ત્ર વાસ્તુ વિદ્યા, જેવા અમુલ્ય મહાગ્રંથોની અગત્યતા ઓછી જણાતા તે ગ્રથોના પ્રકરણો વેરવિખેર થતા ગયા, કોઈ નિષ્ણાત શિલ્પી પાસે થોડુ રહ્યું–કેટલાક હસ્ત લીખીત પુષ્તકાલયોમાં તેના છુટક છુટક પ્રકરણો વર્તમાનમાં મુશ્કેલીએ પ્રાપ્ત થાય છે.

બારમી સદીના અપરાજીત સૂત્ર જેવા થોડા ગ્રંથો શીલ્પીઓના સામાન્ય વ્યવહારમાં ઉપયોગી હોય તેવા ગ્રંથોનો સંગૃહ રહ્યા મહાગ્રંથો તો દુષ્પ્રાપ્ય થઈ ગયા પંદરમી સદીમાં જે કોઈ શિલ્પ સંગ્રહ રહ્યો તે પણ અવ્યવસ્થિત સ્થિતિમાં હતો તેથી પંદરમી સદીમાં અણુહીલપુર પાટણના ભારદ્વાજ ગોત્રના સોમપુરા શિલ્પી સૂત્રધાર મંડનને સોલંકી કાળના શિલ્પ સ્થાપત્યથી પ્રભાવિત થઇ મેવાડના કુંભા રાણા એ મંડનના પરિવારને મેવાડ નિમંત્રી ત્યાં વસાવ્યા સૂત્રધાર મંડન વિદ્વાન હતો તેણે તે કાળના શિલ્પના અવ્યવસ્થીત ગ્રંથોનું સંકલન કરી, નવીન શિલ્પસાહિત્યની રચના કરી, પ્રાસાદ મંડન વાસ્તુમંડન રૂપ મંડન રાજવલ્લભ વાસ્તુસાર, દેવતા મૂર્તિપ્રકરણ વગેરે ગ્રંથોની રચના કરી શિલ્પસાહિત્યનો ઉદ્ધાર કર્યો,

દીપાર્ણવ–ક્ષીરાર્ણવ. જયપૃચ્છાવાસ્તુશાસ્ત્ર વાસ્તુવિદ્યા એ ગ્રંથોમાં અદ્ભૂત દશમી સદીથી સુધીની રચનાના છે. કેટલાક વિદ્વાનો તેને પંદરમી સદીની કૃતિ માને છે કારણ કે તે ગ્રંથોમાં આવતા પ્રાસાદોના નામો વગેરે પંદરમી સદીનામાં સ્થાપત્યો રચાયા છે તેથી તેમાં માની રહ્યા છે. પરંતુ પીતા પછી પુત્રનો જન્મ હોય. ગ્રંથોના આધારે શિલ્પીની રચના શિલ્પીઓ કરે.

દીપાર્ણવ, વૃક્ષાર્ણવ, જયપૃચ્છ', અને વાસ્તુવિદ્યાના, અસ્તવ્યસ્તગ્રંથોનો પ્રકરણો જ્યાં સુધી ચાલીશ કે વર્ષથી પ્રયાસ કરી બની શકે તેટલા અધ્યાયો પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવાવામાં આવ્યો છે. તેમાં શ્રી મધુસુદન ઢાંકિએ મને ઘણીજ મદદ કરી છે તે માટે

તેમનો આભારી છુ જો કે હું. ગ્રંથોમાં સેંકડો અધ્યાયો હશે, પરંતુ જે સાહિત્ય મળ્યું તેના વિષય ક્રમો ગોઠવી પ્રકાશીત કરવા પ્રયત્ન કરી રહ્યો છુ. ભવિષ્યમાં કોઈ વિદ્વાન આ ગ્રંથોના વધુ પ્રકરણો પ્રાપ્ત થાય તે તે ક્રમબદ્ધ પ્રકાશીત કરશો તો મને ઘણો આનંદ થશે.

ત્રણસોક વર્ષ પહેલાના મારા પ્રપિતામહે સ્વહસ્તે લખેલ દીપાર્ણવના ચૌદેક અધ્યાયનો લખેલ ગ્રંથ પ્રાપ્ત થયેલ. ગુજરાત સૌરાષ્ટ્રની પ્રતોમાં વિશેષ કરીને ચૌદ જ અધ્યાયો મળે છે પરંતુ મારા સ્નેહી શ્રી રાજસ્થાનના ચંપાલાલ મનરૂપજીના ગ્રંથોમાંથી પંદરથી બાવીશ અધ્યાયો પ્રાપ્ત થયા. તે ઉપરાંત ત્રેવીશમા અધ્યાય કીર્તિસ્થંભનો અધ્યાય અમારા પ્રાસ્તાવીક ધુટક પાનામાંથી પ્રાપ્ત થયો, આમ મળીને દીપાર્ણવના નવ અધ્યાયો પ્રકાશીત કરતાં મને ઘણો આનંદ થાય છે, આગળ દીપાર્ણવ ગ્રંથના ૧૪ અધ્યાયો ઉપરાંત અન્ય સાહિત્ય સાથે છસોક પૃષ્ટોનો ગ્રંથ સને ૧૯૬૦મા પ્રકાશીત કરેલ છે તેના અનુસંધાન રૂપે આ દીપાર્ણવ ઉત્તરાર્ધ પ્રકાશીત કરી રહ્યો છું.

રાજસ્થાન અને ગુજરાતની પ્રતોમાં થોડા પ્રકરણોના ફેરફાર છે રાજસ્થાનની પ્રતમાં ગર્ભગૃહનો સ્વતંત્ર અધ્યાય છે, જ્યારે ગુજરાતની પ્રતોમાં તે પ્રકરણ મંડોવરાધિકારમાં સમાવેલ છે, જે રાજસ્થાનની પ્રતમાં આવેલ નથી, એટલે ચૌદ અધ્યાયની સંખ્યા મળી રહે છે

વાસ્તુશાસ્ત્ર એ અર્થવવેદનો ઉપવેદ છે શુક્રાચાર્ય કહે છે કે વિદ્યા અનંત છે અને કળા અસંખ્ય છે. પરંતુ મુખ્યત્વે વિદ્યા બત્રીશ અને મુખ્ય કલા ચોસઠ છે આ વિદ્યા અને કળાથી વ્યાખ્યા આપતા કહે છે કે

જે કાર્યવાણીથી થઈ શકે તે વિદ્યા અને જે મુક-મુંગો પણ જે કાર્ય કરી શકે તેનું નામ કળા, શિલ્પ નૃત્ય ઈત્યાદિ મુક ભાવે થઈ શકે તેથી તેને કળા કહી છે.

મત્સ્યપુરાણમાં વાસ્તુશાસ્ત્રના અઢાર આચાર્યોના નામો આપેલા છે બૃહદ સાહિત્યમાં તેથી વિશેષ સાત ઋષિના નામો આપેલા છે. વિશ્વકર્માપ્રકાશના પ્રારંભમાં કહ્યું છે કે શિવે પ્રાચીન વાસ્તુશાસ્ત્રનુ જ્ઞાન પરાશર ઋષિને આપ્યું તેમણે બૃહસ્થને અને બૃહદ્રસ્થે. વિશ્વકર્માને આપ્યુ વિશ્વકર્માએ જગતના કલ્યાણ અર્થે લોકોમાં પ્રવર્તાવ્યુ.

સ્કંધપુરાણમાં અષ્ટ વાપુમાના પ્રભાસના પુત્ર વિશ્વકર્માને પ્રજાપતિ સર્જક કહ્યા છે; તેઓ ભૃગુઋષિના ભાણેજ થાય.

અગ્નિ પુરાણમાં હજારો શિલ્પકળાના સર્જક તરીકે વિશ્વકર્માને ઓળખવાયા છે અનેક મનુષ્યોને આજીવીકા દેનારા છે ગરૂડપુરાણમા અને રામાયણ મહાભારતમાં દેવોના પ્રખ્યાત શિલ્પિ કહ્યા છે.

સુવર્ણની લંકા અને શ્રી કૃષ્ણની દ્વારિકાની રચના અને પાંડવોના રાજમહેલનું નિર્માણ તેમણે કરેલુ.

છઠ્ઠા મનુ ચાક્ષુસના વંશમાં વિશ્વકર્મા પ્રગટ થયેલા છતાં વિશ્વકર્મા કયા કયા યુગમાં થયા તે પ્રશ્ન છે. પરંતુ પ્રત્યેક યુગમાં તેમના અંશરૂપે પ્રગટ થયેલા છે. વિશ્વકર્માના ચાર માનસ પુત્રો જય, મય, સિદ્ધાર્થ, અને અપરાજિત હતા સિદ્ધાર્થને ત્વષ્ટાના નામે પણ ઓળખાવે છે તે લોહકર્મ યંત્રકર્મમાં પ્રવિણ ગણતા સ્કંધપુરાણના પ્રભાસ ખંડમાં સોમપુરા શિલ્પિ ઉત્પતિ શિલ્પકર્મના જ્ઞાતા સોમપુરા વિશ્વકર્મા સ્વરૂપ પુરાણોમાં કહ્યા છે. શ્રી સોમનાથજીની આજ્ઞા વડે વિશ્વકર્માના અનુગામી પાષાણ કર્મના કર્તા ચોરાશીકળાના જ્ઞાતા ચોરાશી બ્રાહ્મણોમાં સોમપુરાને પુરાણોમાં વર્ણવ્યા છે જુદા જુદા કાળમાં અને વર્તમાનમાં વિશ્વકર્મા પ્રગટ થયા તે શિલ્પ સ્થાપત્યાદિ કળા કીયાના જ્ઞાતા વિશ્વકર્મા રૂપ જ જાણવા.

ઇસ્વીસનની પાંચમી શતાબ્દીમાં માળવાના મંદસોરના શિલાલેખમાં લાટ દેશના સોમપુરા શિલ્પી માળવા અને રાજસ્થાન પ્રદેશોમાં આવ્યાનો ઉલ્લેખ છે. દક્ષિણ ગુજરાત લાટ પ્રદેશમાં વિહારો ગુફાઓ તેઓએ નિર્માણ કરેલી, આઠથી શતાબ્દીમાં રાષ્ટકૂટ વંશના કૃષ્ણ રાજાએ લાટ દેશના શિલ્પીઓને નિમંત્રીને ઈલોરા પર્વતમાં એકજ આખા પહાડમાંથી કેલાસ મંદિરની અદ્ભુત રચના કરાવેલી તેવું. તેના તામ્રપત્રો પરથી જણાય છે.

ભારતના શિલ્પિઓએ પુરાણોના પ્રસંગોને પાષાણમાં સજીવ રૂપ આપ્યું છે. તેમના ટાંકણાની સર્જન શક્તિ પરમ પ્રસંશાને પાત્ર છે જડ પાષાણને વાચા આપનારા કુશળ શિલ્પિઓ પણ શાશ્વત કવિઓજ છે. ભારતીય શિલ્પીઓએ કળા દ્વારા સ્વર્ગ વૈકુંઠને પૃથ્વી પર ઉતાર્યું છે. જડ પાષાણમાં પ્રેમ શૌર્ય હાસ્યને કરૂણાના ભાવો મૂર્તિ મંત્ર કરવાનું બહુ કઠીન કાર્યો કર્યા છે. ચિત્રકારતો પીછી વડે તે ભાવો દર્શાવી શકે પરંતુ રંગ વિના પાષાણમાં ભાવાત્મક સર્જન કરવતું કઠીન છે, ત્યાંજ તેની અપૂર્વ શકતી રહેલી છે.

ભારતીય પ્રાદેશીક શિલ્પશૈલી સામાન્ય રીતે છે તેને પાશ્ચાત વિદ્વાનો સંપ્રદાયિક શૈલીઓથી ઓળખાવે છે તે તદ્દન અયુકત છે.

જગતકર્તા ઈશ્વિરનું મનુષ્યને ઇશ્વરમા ધ્યાન માટે યોગની સીદ્ધિને સારૂ મૂર્તિની આવશ્યકતા સ્વીકારવી પડે છે. ભકતી માર્ગમાં પ્રતિમા અવલંબન રૂપ છે. પ્રારંભ નિરાકાર લિંગ પૂજ્યથી થયો હશે તે પછી સાકાર મૂર્તિની કલ્પના થઈ અને તેવી પૂજય પ્રતિમાની સ્થાપનાને પ્રાર્થના સારૂ સ્થાપત્ય મંદિરોની આવશ્યકતા ઉભી થઈ. કાળ બળે અનેક દેવ દેવીઓના મંદિરો ભારતમાં થવા લાગ્યા.

મૂર્તિ વિધાનમાં સર્વ શિલ્પીઓ સરખા કર્તવ્યશીલ હોતા નથી. તેમ કાળ બળે પણ કળા કૃતિમાં પણ ભિન્નતા આવી જાય છે. ઇ. સ. પૂર્વેના ૭૨૭ અને મૌર્યકાળની ઇ. સ. પૂ. ૩૨૫ તે પછીની શુંગ કાણ્વકાલ ઇ.સ. ૧૯૫ અને કુશાણ કાળ ઇ. સ. ના પ્રારંભ કાળ સુધીની મૂર્તિઓના અવશેષ પ્રાપ્ત થયેલા છે તે ભાવવાહી છે પરંતુ સ્થૂલ રૂપ જણાય છે. વચ્ચેના ગાંધાર પ્રદેશની મૂર્તિઓ ઘણી સુંદર મળે છે. તે પ્રદેશના શીલ્પી

ઓને તેનુ તેના કાર્યનુ માન આપણે આપવું જોઇએ, પાશ્ચાત વિદ્વાનો ગાંધાર પ્રદેશની સુંદર મૂર્તિઓનો યુનાની શીલ્પીઓને યશ આપે છે.

ઈ. સ. ૩૦૦ થી ૬૦૦ સુધીના ગુપ્તકાળ ભારત માટે સુવર્ણ કાળ ગણાય છે. પ્રજા સુખી સમૃદ્ધવાન અને કળાની દ્રષ્ટિએ ઉત્કૃષ્ટ હતી તે ગુપ્ત કાળના શિલ્પ સ્થાપત્યો અને મૂર્તિઓ ઉચ્ચકોટીની થયેલી મળે છે તે પછીના કાળની મૂર્તિઓમાં ક્રમેક્રમે ઓટ આવતી ગઇ ભિન્નભિન્ન શિલ્પીઓના હાથે નિર્માણ થયેલ મૂર્તિઓમાં કમી અધિક સૌદર્ય નજરે પડે છે કળા કૃતિમાં કુદરતી સામ્ય શાશ્વત હોવું જોઇએ એવું સૌદર્ય પૂજકો માને છે આ દ્રષ્ટિએ ભારતીય કળા કૃતિઓને જોઇએ તો ભારતીય શિલ્પીઓ કુદરત કરતાં ભાવનાને વિશેષ પ્રબળ માને છે. જ્યારે યુનાની શિલ્પીઓ સાથે ભારતીય શિલ્પીઓનો કૃતિઓની તુલના કરતાં કહેવુ. પડે છે કે ભારતીય શિલ્પીઓનુ લક્ષ પોતાની કૃતિઓમાં કેવળ ભાવના લાવવાનું છે. જ્યારે યુરોપી શીલ્પીઓ તાદ્રશ્યનાનુ નીરૂપણુ અનુકરણુ કરે છે ત્યારે ભારતીય શીલ્પીઓએ પોતાની કૃતિઓમાં ભાવના રેડવાનું કઠીન કાર્ય કરે છે.

ભારતીય અને પાશ્ચાત શીલ્પીઓની મૂર્તિ વિધાનની તુલના કરીયે તો અનેક કવિઓએ સ્ત્રીઓની પ્રકૃતિ વિકૃતિના ગુણોના ગાન ગાયા છે તેના સૌદર્યનુ પાન કરાવનાર ભવભૂતિ અને કાળીદાસ જેવા મહાન કવિઓએ તેના રૂપ ગુણાની શાશ્વત ગાથા ગાઈ છે તેની પ્રકૃતિથી રીઝેલા ભારતીય શિલ્પીઓ સ્ત્રી સૌદર્યને માતૃભાવે પ્રદર્શિત કરેલ છે જ્યારે યુરોપીય શિલ્પીઓએ વાસનાના ફળ રૂપે તેને કંડારી છે.

અમારા કુળ પરંપરાનો વ્યવસાય શિલ્પ સ્થાપત્યનો છે. અમારે હસ્ત લીખીત ઘણા ગ્રંથોનો સંગ્રહ છે, વડીલોએ અનેક સ્થળોએ મંદિરોમા નિર્માણ કરેલા છે. મારા પ્રપિતા મહ શ્રી રામજીભાએ અઢારમી સદીના મધ્ય કાળમાં કુશળ ગણાતા મુંબઇના અગ્રગણ્ય શેઠ મોતિશાહને શત્રુંજય પર્વત બે ટેકરીઓ વચ્ચે વહેચાયલો છે ત્યાં પોતાનું અને પોતાના સંબંધીઓના મંદિર સમુહની મોટી ટુક ( મંદિરો અને દેવકુલીકાઓ ) સમુહમાં બાંધવા વડીલ શ્રી રામજીભાને કહેલુ, પરંતુ તે કાળમાં એવી વિશાળ ટુંક બાંધવા જેટલી ભૂમિ ન હતી. શેઠના અત્યાગૃહે રામજીભાએ બે ટેકરી વચ્ચેનો ગાળો પુરવાની ખર્ચાળ યોજના કરી વિશાળ ટુક થોડા સમયમાં લાખોના ખર્ચે બાંધી આપી ગાળાના કીલ્લાના પ્રવેશ દ્વારનું રામજીભાની સ્મૃતિ રૂપે "રામપોળ" નામ આપવામાં આવેલ.

ભારતના શિલ્પીઓએ વિશ્વની શિલ્પકળાના ઇતિહાસમાં અદ્વિતિય વિશાળ ભવનોના મંત્ર મુગ્ધ નિર્માણુ કર્યા છે પહાડોનો દીર્ઘ કાય શિલાઓ ખોદી ભૂખ અને તરસની પણ પરવા કર્યા વગર પોતાના ધર્મની મહત્તમ ભાવના રાષ્ટના ચરણે ધરી. ધર્મ સંસ્કૃતિનું પ્રતિક પ્રસ્થાપન કર્યુ છે. જગતે આવા ઉચ્ચ ભાવના વાળા શિલ્પિઓની અજબ સ્થાપત્ય

કળાને કારણે ભારતને અજર અમર પદે સ્થાપેલ છે. આવા પુણ્યવાન શિલ્પિઓને કોટિ ધન્યવાદ.

શિલ્પસ્થાપત્યના હસ્ત લીખીત ગ્રંથોના અનુવાદ સાથે પ્રકાશન થાય તેમ સામાન્ય વર્ગ ઇચ્છતો. એંશી વર્ષ પહેલા સુપ્રસિદ્ધ વિજ્ઞાની કલ્યાણરાય ગજ્જરના પીતાશ્રી વિશ્વ-કર્મા પ્રત્યે પરમશ્રદ્ધ હતા તેમણે પ્રાસાદમંડન ગ્રંથનો ઘણો ભાગ પ્રકાશત કરેલો વચ્ચે નડીયાદના કોઇ વિદ્વાને અપરાજીત ગ્રંથના એક બે અધ્યાયો પ્રકાશીત કરેલા વઢવાણના શ્રી જગનાથ અંબારામના પીતાશ્રીએ પ્રાસાદ મંડનનો પ્રથમ અધ્યાય અને દૈશરાજ પ્રકાશીત સાઠેક વર્ષ પહેલા કરેલુ. તે પછી શ્રી જગન્નાથભાઇએ બ્રહદ્ શિલ્પ શાસ્ત્ર નામે પ્રકીર્ણક ગ્રંથ ત્રણ વિભાગમા પ્રકાશીત કરેલું મારા સન્મીત્ર વડીલ શ્રી નર્મદાશંકર મુળજી-ભાઈએ પોતાની ઉતરાવસ્થામાં "શિલ્પરત્ન" નામે મોટો મૌલિક સુદર ગ્રંથ પ્રકાશિત કરી કીર્તિ મેળવેલી. વર્તમાનમાં તે ગ્રંથની એક પણ પ્રતાદુષ્પાપ્ય છે.

સને ૧૯૨૬ વિસં. ૧૯૭૯ થી ૮૫ સુધીના મારી પાંચ વર્ષના મારા આરાસણના વસાવાટ દરમીયાન ક્ષીરાર્ણવ અને દીપાર્ણવ જેવા અઘરા ગ્રંથોના અનુવાદ પેનસીલથી નોટમાં કરેલા તે પછી સને ૧૯૪૧ પછીના મારા કદમગીરીના વસવાટ દરમીયાત દુષ્પાપ્ય એવા વૃક્ષાર્ણવના કેટલાક અધ્યાયો અમારા ગ્રંથ સંગૃહમાં થોડા હતા ઉપરાંત પૂજ્ય વડીલ શ્રી રામજીભાએ રાજસ્થાન પાલીમાં લખાવેલહસ્ત પ્રત. અને ધીણોજના શિલ્પી મનસુખલાલે પ્રેમથી વૃક્ષાર્ણવની વીશક અધ્યાયની હસ્ત લીખીત પ્રત સસ્નેહ ભેટ આપેલી. કેટલાય અધ્યાયો પાટણના ભંડારમાંથી મેળવી તેથી વિશેષ મુંબઈની રોયલ એશીયાટીક સમૃદ્ધ લાયબ્રેરીમાંથી એક હસ્ત લીખીત ચોપડામાંથી કેટલાક અધ્યાયો મેળવ્યા. ક્ષીરાર્ણવ દીપાર્ણવ અને વૃક્ષાર્ણવ એ ત્રણે ગ્રંથો ઘણા કઠીન મહાપ્રાસાદોની રચનાના છે. સામાન્ય પ્રાસાદોના ન હોવાથી ખૂબ મંથન કરવું પડતું પરંતુ, વૃદ્ધ પીતામહનાં કેટલાક ડ્રોઇંગો( આલેખનો )નો આશ્રય લેવો પડતો. આ ત્રણે ગ્રંથોનુ પ્રકાશન કરવાની મારી આર્થિક અગવડના કારણે તે ગ્રંથો પ્રતાકારે શાહીથી પાકો બુકમાં કદમગીરીમાં ઉતારી લીધી. કઠીન કાર્યમાં મનન અને પરસ્પર પાઠ ભેદોના ઉકેલ વડીલોના અનુભવ સિદ્ધ લેખનના આધારે અને સોમનાથ– તારંગા, ઘુમલી, જુનાગઢના આવા ભ્રમયુક્ત પ્રસાદોના બારીક નીરીક્ષણોથી આ મહાગ્રંથોના અનુવાદ સહાય રૂપ બન્યા નિરંધાર પ્રાસાદોથી આ સાંધાર પ્રાસાદોના યમનીયમો તદ્દન ભીન્ન હોવાથી બુદ્ધીની કસોટી થાય. તેવા કાર્યમાં હું કઇક સફળ થયો હઇશ. અને તેથી વિશેષ શ્રી સોમનાથજી જેવા સાંધાર મહાપ્રાસાદનું નિર્માણ કરવાની તકે પણ વિશેષ પ્રત્યક્ષ અનુભવ મલ્યો.

આ ગ્રંથોની પ્રાપ્તી સાથે સાથે જયપૃચ્છા, વાસ્તુશાસ્ત્ર, અને વાસ્તુ વિદ્યાના, કેટલાક છુટક છુટક અધ્યાયો જ્યાં ત્યાંથી પ્રાપ્ત કરતો હતો.

આ પછી ઉત્તરપ્રદેશમાં રેણુકુટના બીરલાનું ઓરિસ્સા શૈલીનું રાજરાણી મંદિરની પ્રતિકૃતિ રૂપ સને ૧૯૭૭ના અરસામાં ચાલતું ત્યારે અવારનવાર બનારસ થઈને રેણુકુટ જવાનું થતું. બનારસમાં શ્રી મધુસુદન ઢાકી અમેરીકન એકેડેમીમાં શિલ્પના શબ્દકોષના કામમાં રોકાયલા. તેઓ મને બનારસ ઉપરોક્ત ચારે ગ્રંથોના સંશોધન માટે બનારસ રોકતા. કમનસીબે આ કાર્ય પડી રહ્યું. હમણા સને ૧૯૭૯માં આ ગ્રંથોના પ્રકાશન માટે મારી યથા શકતી શુદ્ધી કરી પ્રકાશન માટે તૈયારી કરી રહ્યો છું.

સૂત્રધાર મંડન કૃત વાસ્તુસાર પ્રકાશીત હમણાં થયો છે. અને દીપાર્ણવ ગ્રંથનો ઉતરાર્ધ ગ્રંથ પ્રકાશીત કરી રહ્યો છુ. દીપાર્ણવ ગ્રંથના ચૌદ અધ્યાયો ગુજરાત સૌરાષ્ટ્રમાં પ્રાપ્ત થયા તે અન્ય સાહિત્ય સાથે દીપાર્ણવ જેવા મોટા ગ્રંથ સને ૧૯૬૦માં પ્રકાશીત કર્યો હમણા રાજસ્થાન સાદડીના સોમપુરા ચંપાલાલ મનસુખજી પાસેથી દીપાર્ણવના અપૂર્વ અધ્યાયો ૧૫ થી ૨૩ એમ નવ અધ્યાયો પ્રાપ્ત થયા તે દીપાર્ણવ ઉતરાર્ધના નામે પ્રકાશીત કરી રહ્યો છું. હજુ પણ મને લાગે છે કે આ ગ્રંથ વેરવિખર હોવાથી અન્ય સ્થળે જો વિશેષ અધ્યાયો પ્રાપ્ત થાય તો પ્રકાશીત કરવા જોઇએ.

રાજસ્થાનની પ્રતમાં ગર્ભગૃહનો અધ્યાય પાઠ જુદો હોવાથી તે અહીં જુદો પ્રકાશીત કરૂં છું.

વર્તમાનમાં ચાલીશેક વર્ષથી ભવનસ્થાપત્યો મોડર્ન આર્ટના નામે વીકૃતી ભવનના મુખ દર્શનમાં આવી રહી છે. કળાના જ્ઞાતાને તે ઘૃણા ઉપજાવે. પ્રથમ છજાં જાળીયા જરૂખા, સ્તંભો, મદળો, (બ્રેકેટ) આદિથી ભવનનું મુખ દર્શન શોભતુ. આપણા દેશના એન્જીનીયરો પરદેશનું અનુકરણ કરી ભારતીય કળાને વિકૃત કરી રહયા છે. કળાનો ધ્વંસ થઇ રહ્યો છે. ભવનની અંદરની સુખ સગવડો વર્તમાન કાળને અનુસરીને કરવી જોઈએ. જગતમાં વિકાસ સાથે આપણે ચાલવું જોઇએ. યોગ્ય વિકાસ સ્વીકારીયે પરંતુ દેશની કળાની વિકૃતી તો ન જ થવા દેવી જોઇએ.

રાજસ્થાન મેવાડમાં રાજાઓ શિલ્પીઓને પારિતોષિક તરીકે ગામ, ગરાસ, આપતા. શિલ્પીને સુવર્ણગજ અર્પણ કરતા. તે શિલ્પીના કુળનું બહુમાન ગણાતું. સંવત ૧૮૯૩માં શેઠ મોતીશાહ તરફથી શત્રુંજયપરની પ્રતિષ્ઠા પ્રસંગે અમારા પ્રપિતામહને સુવર્ણનો ગજ અર્પણ કરેલ સોમનાથજી મહાપ્રાસાદની પ્રતિષ્ઠા સમયે વિ. સં. ૨૦૧૦માં ભારત સરકાર તરફથી રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે મને સુવર્ણગજ અપર્ણ કરેલ ઉતરપ્રદેશના રેણુકુડના પ્રાસાદની પ્રતિષ્ઠા સમયે શ્રી બીરલાજીએ ચી, બળવંતરાયના નામ ચી. ચંદ્રકાન્તને સુવર્ણગજ અર્પણ કરેલા.

મારા ૬૦ વર્ષના લાંબા કાળના સક્રીય વ્યવસાય દરમિયાન દેશના જુદા જુદા પ્રદેશોમાં પ્રાસાદોના લાખો અને કેટલાક કરોડોના વ્યયે નીર્માણ કરેલા છે સૌરાષ્ટ્ર, ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, ઉતરપ્રદેશ, બંગાળ, આંધ્ર, કર્ણાટક, કેરાલા, બંગાળ, બીહાર પ્રદેશોમાં પ્રાસાદોના નિર્માણ કરેલા છે.

મારા જયેષ્ઠ પુત્ર સ્વ. બળવંતરાય શિલ્પસ્થાપત્યનું ઘણું સારૂં જ્ઞાન ધરાવતા શિલ્પનો અમારો કુળ પરંપરાનો વ્યવસાયત જાળવી રાખશે, એવી આશા હતી. પરંતુ કમભાગ્યે હીમાલયમાં બદ્રીનાથ મંદિરના વિકાસ માટે શ્રી બીરલાજીએ મોકલેલા. વળતા તા, ૧૭ ૮–૭૨ના ભાદ્રપદ શુદ ૫ ના રોજ રસ્તામાં અલકનંદાના પ્રવાહમાં દેહવિલય થયો તેનું મને ઘણું દુઃખ છે.

મારા બીજા પુત્ર વિનોદરાય સપરિવાર અમેરીકા વસે છે બીજા પુત્ર હર્ષદરાય–ગુજરાત હાઈકોર્ટના એડવોકેટ છે. ચોથા પુત્ર ધનવંતરાય બેંક વ્યવસાયમાં છે. આથી અમારા કુળ પરંપરાના વિદ્યા કળાનો વારસો મારા પ્રપૌત્ર ચી. ચંદ્રકાન્ત સંભાળી રહ્યા છે તેટલો મને સંતોષ છે.

ક્ષમા યાચના વિદ્વાનો કહે છે કે કવિની જીહ્‌વામાં અને શિલ્પીના હાથમાં સરસ્વતી વસેલા છે, શિલ્પીની વાણી ભાષામાં વ્યાવરણ ત્રુટીમાં સહજ હોય તે વસ્તુ લક્ષમાં લઈ સુજ્ઞ વાચકો શિલ્પ ગ્રંથની પ્રતિ ઉપેક્ષ સેવી ગ્રંથ નો મૂળ અર્થ ભાવ જ ગ્રહણ કરવા વિનંતી છે શિલ્પીની ભાષાનો આ ગ્રંથ છે વિદ્વાનો કહે છે કે–

ज्योतिषे तंत्र शास्त्रे च विवादे वैद्य शिल्पके
अथ मात्रं तु गृह्णीयान्नात्रशब्दं विचारयेत्

જ્યોતિષ તંત્ર શાસ્ત્ર વિવાદ ગ્રંથો આયુર્વેદ અને શિલ્પ ગ્રંથોથાં તેની ભાષાના શબ્દોનો બહુ વિચાર ન કરતા અર્થને જ ગ્રહણ કરવો સૂજ્ઞ વિદ્વાનોને વાચકો હંસ–વૃતિથી આ ગ્રંથ વાંચવા વિનંતી છે.

નવપ્રભાત મુદ્રણાલયમાં શ્રી, મણીલાલ, છગનલાલે, પોતાના પ્રેસમાં સુંદર રીતે સમય-સર છાપી આપવા બદલ આભાર.

सर्वेषु सुखिनः सन्तु सर्वे सन्तु निरामय
सर्वे भद्राणि पश्यंत मा कश्चदुःखमाप्नुयात्

વિ. સં. ૨૦૩૨ ફાગણ વદ ૧ ધૂળેટી — પદ્મશ્રી પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા
તા. ૧૭ માર્ચ ૧૯૭૬ — શિલ્પવિશારદ
અમદાવાદ–૧૩.

શુભં ભવતુ શ્રીરસ્તુ શ્રીકલ્યાણમસ્તુ





સોમનાથ મહા પ્રાસાદનું પ્રવેશદ્વાર



સ્થપતી પ્રભાશંકર અને સ્વ. બળવંતરાય સોમપુરા કોનાર્ક (ઓરિસ્સા)

श्री विश्वकर्मा प्रणित

# ॥ श्री दीपार्णव ॥

## उत्तरार्ध

### ॥ पूजाधिकार अ. १५ ॥

श्रीविश्वकर्मा उवाच–

अथातः संप्रवक्ष्यामि पूजा च सर्वकामदा ।
नानारूप धरं दिव्यं ज्ञानपुण्यैपिशोभितम् ॥१॥
चतुरस्राश्चवृत्ताश्च अष्टाश्तवृतकर्णजा ।
चतुर्विधं च मानं स्यात् कर्तव्या च सदा बुधैः ॥२॥
हरिप्रिया च१ 'वसंतमाला२ गौरीतिलक३ सुंदरी४ ।
चतुर्विधा शिवपूजा ज्ञातव्या सर्वकामदा ॥३॥
हरिप्रिया१ चतुरस्रापि वृत्ता२ वसंतमालिनी ।
अष्टांश३ गौरितिलकां वृता च कर्णसुंदरी४ ॥४॥
क्षत्रियाणां१ चतुरस्र२ वृत्ताविप्र सुखावहा ।
अष्टांशा३ भवेद्वैश्य४ वृतकर्णत शूद्रजा ॥५॥
चतुरस्राभवेद्वत्स नृपकल्याण कारकाः ।
हेमरुप्यमया वत्स ज्ञातव्या च सदाबुधैः ॥६॥
चाले़ऽप्याधारमानेन अचले लिंङ्ग मानका ।
द्वित्रिश्चतुर्गुणाख्याता कर्तव्याशिल्पिभिः सदा ॥७॥
रथोपरथ कर्ण च चतुरस्रा प्रकीर्तिता ।
कर्णोपकर्ण चैव भद्रेतद्रसंयुतेम् ॥८॥
एतमुः छंद समाख्यातं तुर्याता सांत्रिगुणास्भृता ।
अष्टांशमष्ट कर्ण च वृतकर्णे च कणिका ॥९॥
कर्तव्या च सदा बुधैः ।
पीठोयंपीठ जंधा च ऊर्ध्व जंधा छाद्यमेद च ।
तिलकं तु तथेङ्गानि घंटाकूटोस कर्णिका ॥१०॥

गणाधिक्रमा चैव भास्करं विष्णुमेव च ।
पीठमध्ये प्रदातव्या कर्तव्याष्टौदिश्यधिपः ॥११॥
सदाशिव योगिशं नष्टै सुरै तथैव च ।
पर ब्रह्मप्रदा तव्यं छायार्धप्रशस्यते ॥१२॥
सिद्धविद्याधरैर्यक्ष गंधर्वगीतवादिभिः ।
गजमकर विशलैश्च भूषणाश्च विभूषितं ॥१३॥
अर्धचंद्र मृणालानि पद्मपत्रोत्पलानि च ।
यत्र किन्नर पुष्पाणी कर्तव्या पूजमंडने ॥१४॥
प्रशस्तानिय रुपाणी अप्रशस्ताति यानि च ।
पूजारुपेण पापा–कर्तव्यानि च सर्वदा ॥१५॥
मणिमुक्तप्रवालानि मरकत हीरास्मृता ।
पद्म पत्र मृणालानि भूषणेषु विभूषिता ॥१६॥
हेरंब तुंडविशालैश्च ऊर्ध्वेभि समलंकृता ।
कीर्तितामुक्त मुक्तानि भूषयेत चतुर्दश ॥१७॥
एततः लक्षणं संयुक्तं पूजा च सर्वकामदा ।
अप्रशस्तानि च सर्वाणि गृहपूजाविचक्षणे ॥१८॥
कुरुत्येरूप्य मया पुज्यं सर्वलक्षाणं संयुतं ।
दशलक्षसहस्राणि शिवलोके सगच्छति ॥१९॥
सौवर्ण कुरुते यस्तु पूजाय सर्व कामदं ।
कोटि वर्ष सहस्राणि शिवलोके सगच्छति ॥२०॥
चक्षु त्रयशूलहस्ता गति पुष्पस्तसास्थता ।
विचरंति स्वर्गलोके सद्रशंतरस्तथा ॥१२॥
स्वर्गभूमि भवैर्युक्ता ततो अवतरे मही ।
एक छत्रं भवेद् राज्यं भूवितस्पन संशयः ॥२२॥
पूजा विघ्न विनाशाय पूजा लक्ष्मीप्रदायका ।
पूत्र प्रदायिनी पूजा कर्तव्यातु सदा बुधैः ॥२३॥

इति श्रीविश्वकर्मावतारे ज्ञान प्रकाश दीपार्णववे पूजाधिकार
पंचदशमोऽध्याय ॥१५॥

પૂજાધિકાર અ ૧૫

**શ્રીવિશ્વકર્મા** સર્વ કામનાને દેનાર એવી પૂજાવિધિ કહે છે જ્ઞાનપુણ્યને શોભે તેવી અનેક પ્રકારની દીવ્ય પૂજા કહુ છું. ચોરસ૧ ગોળ૨ અઠાંશ૩ અને વૃતકર્ણ૪ એવી ચાર પ્રકારની બુદ્ધિમાને કરવી. હરિપ્રિયા૧ વસંતમાલા૨ ગૌરિતિલક૩ સુંદરી૪ એ ચાર નામ પ્રકારની શિવપૂજા સર્વ કામનાનો દેનારી જાણવી. ગૌરીતિલક૧ અઠાંશવૃત૨ ગોળ કર્ણસુંદરી, હરિપ્રીયને, ચોરસ. અને વૃતકર્ણ વસંતમાલીનીની કરવી. ક્ષત્રીયને ચોરસ. ગોળ બ્રાહ્મણને શ્રેષ્ટ વૈશ્યને અઠાંશ અને વૃતકર્ણની શુદ્રને શ્રેષ્ટ જાણવી. હે વત્સ ! ચોરસ રાજાઓને કલ્યાણકારી જાણવી. તે સોના ચાંદીની કરવાની જાણવી. ચળ દ્વાર માનથી અને અચળ લીંગના માનથી બમણુ ત્રણ ગણુ ચાર ગણું શીલ્પિએ કરવી.

રથ–ઉપરથ અને કર્ણ–રેખા ચોરસ, કર્ણને ઉપકર્ણ ભદ્રને ઉપભદ્ર સાથે કરવા એ રીતે છંદના કરવા બે ચાર કે ત્રણ ગણુ ઉંચા કરવા અષ્ટકર્ણ અઠાંશ કર્ણકાના વૃત કર્ણ બુદ્ધીમાને કરવી પીઠ, ઉપપીઠ, જંઘા, ઉપજંઘા, છજ્જુ, તિલક, તવંગ, ઘંટા, કૂટ, ખુણી વાળા કરવા ગણેશ...સૂર્ય વિષ્ણુ પીઠને વિશે કરતા રેખા કર્ણના ઉપાંગોમાં આઠ દીશા પતિ દીગ્પાલ કરવા. સદાશિવ યોગી...દેવો વગરે પરબ્રહ્મ એ સર્વ છજ્જા ઉપર કરવા સિદ્ધ વિદ્યાધરો, યક્ષ, ગંધર્વ, એ સર્વ ગીત વાદીત્ર વગાડતા કરવા–હાથી મઘર વિરાલિકાના રૂપોથી શોભતું કરવું દ્વાર આગળ કમળ, ને પત્રોથી શોભતો અર્ધચંદ્ર ( શંખોદ્વાર ) કરવો કીન્નરો પુષ્પ આદિ સાથે પૂજાનાં મંડપમાં શોભતો કરવો એ સર્વ રૂપો જાણવા. અપ્રશસ્તરૂપો ન કરવા તે પૂજા રૂપમાં પાપ સમાન જાણવા. પૂજામાં મણી, મોતી, પ્રવાળ મરકત હીરા આદિ મૂકવા કચળના પત્રો ભૂષણ રૂપે ચતુર્દશ મુકવા...કીર્તિના મોતીથી ચારે દીશાઓ શોભાવવી. એવા લક્ષણ સાથે સર્વ કામનાને દેનાર પૂજા કરવી અપ્રશસ્ત એવી વિચક્ષણે પૂજા ગૃહમાં ન કરવી. સર્વ લક્ષણ સાથે રૂપાથી પૂજા કરવાથી યજમાનનો દશ લાખ હજાર વર્ષ શિવ લોકમાં વાસ કરે છે સુવર્ણ=સોનાથી સર્વ કામનાને આપનાર પૂજાથી યજમાનેના કરોડ વર્ષ હજાર શીવલોકમાં વાસ થાય. ત્રણ ચક્ષુવાળા અને હાથમાં ત્રિશૂળ નંદી પર બેઠેલા વિશ્વ એવા શિવ સર્વ લોકમાં વિચરે છે. એવી ભક્તિથી પૂજા કરાવનાર યજમાનને એક છત્રનુ રાજ્ય ભૂમિ મળે છે. જો પૂજામાં વિઘ્ન આવે તો વિનાશ થાય. પરંતુ સવિધિ પૂજાથી લક્ષ્મીની પ્રાપ્તી થાય છે.

ઇતિ શ્રી વિશ્વકર્માવતારે જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો પૂજાધિકારનો **પદ્મશ્રી પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા** શિલ્પ વિશારદે કરેલા ભાષા ટીકાનો પંદરમો અધ્યાય ॥ ૧૫ ॥

वास्तुलक्षणाध्याय अध्याय १६

श्री विश्वकर्मा उवाच

अथातः संप्रवक्ष्यामि वास्तुलक्षणमुत्तम् ।
चतुरश्री कृते क्षेते क्षेत्रे अष्ट भाग विभाजिते ॥१॥

मध्ये चतुःष्पदो ब्रह्मा चतुपदाचर्यमादय ।
वाह्य कर्णे अर्धपदा भक्ता केषां चेक पदास्मृता ॥२॥
पुनरैव प्रवक्ष्यामि अष्ट भाग विभाजिते ।
मध्ये चतुःपदो ब्रह्मा द्विपदा आपवत्सादि ॥३॥
पोडशार्ध पदाकर्णे वाह्यमध्ये विवस्थिता ।
अष्टौसाद्ध्यपदोदेवा इतिचतुष्टोडश द्विपदापरे ॥४॥

इति चतुपष्टिपद वास्तु

चतुरश्रीकृते क्षेत्रे नवभागं विभाजिते ।
मध्ये नवपदो ब्रह्मा पट्पदौंचर्यमादय ॥५॥
तृतीये पद मध्यस्था द्विपदा परिकिर्त्तिता ।
शेषास्तु पदिकाज्ञेया इतिएकाशितपदेश्वर ॥६॥

इति एकाशितिपद वास्तु

चतुरस्त्री कृते क्षेत्रे दशभागं विभाजिते ।
बाह्य कर्पौ चाष्टौसार्ध पदाभिध्येष्टोपदिकासुरा ॥७॥
चतुर्विंशति पदा ज्ञेया धर्माद्या चतुष्पदा ।
ब्रह्मा पोडश भागैस्तु शतपद विवस्थिता ॥८॥

इति शतपद वास्तु

वास्तु चैव प्रवक्ष्यामि सहस्र पदकं तथा ।
द्वांत्रिंश भाजिते क्षेत्र कर्णलोप्यास्तुपटपदा ॥९॥
द्वादश वाह्य कर्णेपु कर्तव्या दश भागका ।
तन्मध्येपोडशादेवा चतुर्दशा विभागका ॥१०॥
विशभागश्चताकार्या चत्वारो भद्रदेवता ।
एकत्रिंश सङ्ख्यानि वाह्यतः प्रकीर्तितः ॥११॥
मध्यकर्णेषु कर्तव्या अष्टौ पञ्चदशान्विता ।
अर्यमादि तथा कार्या भागे वसु शुन्ये तथा ॥१२॥
ब्रह्म च तत्र प्रयोक्तेन शत पदो ।
एवं कथितं वत्स ! सहस्रपद वास्तुप ॥१३॥
मेरुश्च कोटि होयेस्तु ज्येश्ठलिङ्गेन संशय ।
प्राकारा नगर चैव प्रतिष्ठा तथैव च ॥१४॥ इति सहस्रपदवास्तु

## વાસ્તુ લક્ષણ અ ૧૬

શ્રી વિશ્વકર્મા કહે છે હવે હું ઉત્તમ એવા વાસ્તુ લક્ષણ કહું છું (પૂર્વ કથા—અંધક દૈત્ય સાથે સંગ્રામ કરતાં શિવને પરિશ્રમ પડયો તેના પરસેવાના બીંદુ ભૂમિ પર પડયા તે બીંદુમાંથી આકાશ અને ભૂમિને ભય ઉપજાવે તેવો એક પ્રાણી ઉત્પન્ન થયો. તેથી તે પ્રાણીને એકદમ સર્વ દેવતાઓએ મળીને તેને ઊંધો નાખીને તેના પર દેવોએ વાસ કર્યો તે ઉપરથી તે પ્રાણીનું વાસ્તુ પુરૂષ નામ કહેવાયું સુજ્ઞ પુરૂષોએ મકાન મંદિરાદિ કામના પ્રારંભે અને સમાપ્તી સમયે વાસ્તુ પૂજન વિધિથી કરાવવાથી સુખ થાય.)

८×८=६४ पदका वास्तु — पूर्व

चरकी (ईशान) · विदारिका (अग्नि) · पूतना (नैऋत्य) · पापा (वायव्य)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ईश / दीति | पर्जन्य | जय | इंद्र / महेंद्र | सूर्य | सत्य | भृश | अंतरिक्ष / अग्नि |
| अदिति | आप | | अर्यमा पद ३ | | सावित्र | | पूषा |
| शैल | आपवत्स | | | | सविता | | वितथ |
| कुबेर | पृथ्वीधर पद ४ | | ब्रह्मा पद ४ | | वैवस्वत पद ४ | | गृहक्षत |
| भल्लाट | | | | | | | यम |
| मुख्य | रुद्र | | मैत्रगण पद ४ | | इंद्र | | गंधर्व |
| नाग | रुद्रदास | | | | इंद्रजय | | भृंगराज |
| रोग / पापयक्ष्मा | शेष | असुर | वरुण | पुष्पदंत | सुग्रीव | नंदि | मृग / पितृ |

उत्तर (डावी बाजु) · दक्षिण (जमणी बाजु) · पश्चिम (नीचे)

ભવનના ચોરસ ક્ષેત્રના ૮ × ૮ ભાગ ૬૪ કરવા તેમાં વચલા ચાર પદમાં બ્રહ્માનુ સ્થાપન કરવું. તેના પૂર્વે ચાર પદમાં અર્યમાં દક્ષિણે ચાર પદમાં વૈવસ્વત પશ્ચીમે ચાર પદ મૈત્રગણ અને ઉત્તરે ચાર પદ પૃથ્વીધર તેના ચાર ખુણા પર ઈશાને આપને આપવત્સ અગ્ની કોણે સાવિત્ર અને સવિતા વાયવ્યે ઈંદ્ર અને ઈંદ્રજય નૈરૃત્ય ખુણે રૂદ્ર અને રૂદ્ર દાસ સ્થાપના કરવી તેના બહારના ઈશાન કોણ ઇશ. બાકીના પૂર્વમાં છ પદમાં અનુક્રમે

પર્જન્ય જય ઇંદ્ર સૂર્ય સત્ય અને ભૃશ અગ્નીકોણના આકાશ દક્ષીણ દીશાના પદોમાં અગ્ની પૂષા વિતથ ગૃહક્ષત યમ ગંધર્વ ભૃંગ અને મૃગ નૈરૃત્ય કોણના પદમાં પિતૃ પશ્ચીમના સાત પદોમા અનુક્રમે નંદી સુગ્રીવ પુષ્પ વરૂણ અસુર શેષ અને પાપયક્ષ વાયવ્ય કોણના પદમાં રોગ પછીના ઉતર દિશાના સાત પદમાં નાગ મુખ્ય ભલ્લાટ કુબેર શૈલ (ગીરી) અદિતિ દિતિની ઉત્તર દીશાના અકેક પદમાં સ્થાપના કરવી એમ ચારે દીશાના અકેક પદના દેવોના નામ કહ્યા એ રીતે ચોસઠ પદના વાસ્તુના દેવો કહ્યા ૪

९×९=८१ पदका वास्तु

पूर्व

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| इश | पर्जन्य | जय | ईंद्र | सूर्य | सत्य | भृष | अंतरिक्ष | अग्नि |
| दीति | आप | | | मरिचि अर्यमा पद ६ | | | सावित्र | |
| अदीति | आपवत्स | | | | | | सावित्रा | |
| शैल | | | | | | | | |
| कुबेर | पृथ्वीधर पद ६ | | | ब्रह्मा पद ९ | | | विवस्वान पद ६ | |
| भृल्लाट | | | | | | | | |
| मुख्य | रुद्र | | | मैत्रगण पद ६ | | | इंद्र | |
| नाग | रुद्रदास | | | | | | इंद्रजय | |
| रोग | पापयक्ष्मा | शेष | असुर | वरुण | पुष्पदंत | सुग्रीव | नंदि | पितृगण |

उत्तर

पश्चिम

હવે એકાસીપદનો વાસ્તુ કહુ છું ક્ષેત્રના ૯ × ૯ = ૮૧ ભાગ કરવા તેમા મધ્યના નવ પદ બ્રહ્માના તેના પૂર્વે છ પદો અર્યમા–દક્ષીણે છ પદો વૈવસ્વત પશ્ચીમે છ પદમાં મૈત્રગણ ઉત્તરે છ પદ પૃથ્વીધર બાકીના ચારે કોણે બબ્બે પદના ઉપરોક્ત કહેલા આઠ દેવો સ્થાપન કરવા સીવાય બ્રહ્માના પૂર્વાદિ ચારે દીશાના દેવો ઉપરોક્ત કહ્યા છે. ૬

હવે સો પદનો વાસ્તુ કહુ છું ક્ષેત્રના ૧૦ × ૧૦ = એમ સો પદના વાસ્તુની રચના કરવી બહારના ચાર ખુણાના પદો દોઢ દોઢ પદના બાકી બહારના એક એક પદના પૂર્વાદિ

દીશાએ છ છ દેવો આગળ કહ્યા તે નામના દેવો એકેક પદમાં સ્થાપવા મધ્યમાં બ્રહ્મા સોળ પદના સ્થાપવા તેમની ચારે તરફના પૂર્વાદિની અર્યમાદિ દેવો આઠ આઠ પદમાં સ્થાપવા–બ્રહ્માના પદના ચારે ખુણે બબ્બે પદના આપ આપવત્સ ઈશાનાદિ કોણે એમ આઠ દેવો સ્થાપવા એમ સોં પદના વાસ્તુના દેવોની સ્થાપના કહી છે. ૮




હવે હજાર પદના વાસ્તુનો વિધિ કહુ છું ચોરસ ક્ષેત્રના આડા અને ઉભા ૩૨×૩૨ પદોના કોઠાઓ કરવા ત્યારે ૧૦૨૪ કોઠા પદો થાય તે પદોમાં દરેક ખુણાઓમાં છ છ પદો ત્યાગતાં એમ ચોવીશ પદો ત્યાગતા ૧૦૦૦ પદો બાકી રહે તે હજાર પદના વાસ્તુમાં મધ્યમાં સો પદનાં બ્રહ્માનું સ્થાપના કરવું તેની ચારે દીશાઓમા દશ દશ પદની વીથી (માર્ગ રાખવો બ્રહ્માની ચારે દીશાઓએ ૧૦ × ૮ = એશી પદના અર્યમાદિ ચાર દેવો (કુલ ૧૬૮ પદમાં) સ્થાપવા તેનાથી બહારના ચાર ખુણાઓના ચાર દેવો નવ નવ પદના પૂજવા બાકીના પૂર્વાદિ ચારે દીશાના આઠ આઠ દેવો પૂજવા એ રીતે એકહજાર ચોવીશ પદનો વાસ્તુ જેને હજાર પદનો વાસ્તુ મેરૂમંદિર કોટિહોમ, જ્યેષ્ટલીંગ કીલ્લા નગર વસાવતા કે મહા-પ્રતિષ્ઠા કરતા હજાર પદના વાસ્તુનું પૂજન કરવુ. ૧૪

## ऊर्ध्ववास्तु

उर्ध्ववास्तु प्रवक्ष्यामि दशभागस्तु विस्तरम् ।
उर्ध्वपंचदशभागे कर्तव्या नात्र संशय ॥१५॥
चतुर्विंशपदो ब्रह्मा षट्पदात्वर्यमादयः
आयाद्यष्टो मध्यकर्णे सार्द्ध भाग विवस्थितं ॥१६॥
ईशानश्च अंतरिक्षश्च अग्निश्चगस्तिमेव च ।
पितृ च तवरोगश्च वायुदिति तवाश्रकं ॥१७॥
सपाद द्वयभागस्तु एकैकश्चतुभागतः ।
चतुर्विंशति बाह्येषु त्रिपदा च न संशय ॥१८॥
ऊर्ध्ववास्तु समाख्याता ऊर्ध्वतु सुरालयं ।
पीठोदुंम्बर चैव उत्तरंङ्ग तथैव च ॥१९॥
तुल्या दोष तुलाचैव शुकनाशं तथैव च ।
स्कंधं तु कारयेत्वत्स मर्मवेध विवर्जित ॥२०॥

ઉર્ધ્વ વાસ્તુ કહુ છું દશ ભાગ પહોળોને પંદર ભાગનો કરવો તેનો ચોવીશ પદમાં બ્રહ્મા. અર્થમાદિ છ પદના ખુણાનાં દેવોના આઠ ભાગના ખુણા દેવો દોઢ દોઢ ભાગના પૂર્વમાં ઈશાનથી અંતરીક્ષ (આકાશ) દેવો. દક્ષીણે અગ્નીથી પીતૃ અને પશ્ચીમે પીતૃથી રોગાદિ–ખને ઉતરે રોગથી દિતિ એમ ચારે દીશાઓમાં બત્રીશ દેવોના પદોની સ્થાપના કરવી. સવા બે ભાગના એકેક વાસ્તુ–અને બહારના ચોવીશ પદના દેવો કહ્યા........ એ રીતે ઉર્ધ્વ વાસ્તુ દેવાલયનો કહ્યો. પીઠ...ઉંબરો ઉતરંગ તુલા પાંટ પીઢીયા છત : શીખરનો શુકનાશ તેનું સ્કંધ બાધણે હે વત્સ ! મર્મવેધ ત્યાગવો. ૨૦

## ९६ पदवास्तु

चतुरश्रीकृतेक्षेत्रे चतुर्दश पद भाजिते ।
मध्ये द्वांत्रिशपदं ब्रह्मा अर्यमा द्वादश स्तथा ॥२१॥
मध्येकर्णे अष्टौ द्विपदा बाह्यौष्टौ सार्ध भागत ।
बाह्य कर्णौभय पक्षैतु नृपादाष्टौ द्विपदा ॥२२॥
भद्रे चाष्टौ हिभागंतु शेषाष्टौ षटपदास्मृता ।
वापीकूपतडागेषु पूजयेत् पट्नष्टकं ॥२३॥
ईशानेतु–शिर–शिरं ज्ञेयं पादौ नैऋत्यकोणके ।
कर्पूरा चाग्नि वाव्येषु जानुस्तत्रैवकोणके ॥२४॥



આગમ મંદિર (પાલીતાણાનું) પ્રવેશ ભાગ
સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા




સોમનાથ મહાપ્રાસાદનું આર્ટ ઇલેવેશન
સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા

हस्तो च उदरे तस्य पूर्वव्योध अधोमुखा ।
पूर्वायां ससुरे वाध्ये योवर्पाराज्यसुराक्रति ॥२५॥

હવે એકસો છન્નુ પદનો વાસ્તુ કહે છે. ક્ષેત્રના ૧૪×૧૪ ભાગ કરવા મધ્યમાં બત્રીશ પદ રાખવા. તેની પૂર્વાદિ ચારે દીશાએ બાર બાર પદના અર્યમાદિ ૪ દેવો સ્થાપવા. બ્રહ્માના ચારે ખુણે બાર બાર પદના ઈશાનાદિ ચાર ખુણે આય. આયવત્સ આઠ દેવોની સ્થાપના કરવી બહાર ચાર ખુણાના દોઢ દોઢ પદના દેવો આઠ આઠ દેવો ત્રણ ત્રણ પદના અને આઠ દેવો બે બે પદના અને આઠ દેવો છ છ પદના કરવા. આ એકસો છન્નુ પદનો વાસ્તુ જળાશ્રયો, વાવ, કુવા, તળાવોની પ્રતિષ્ઠા સમયે પૂજવા ૨૩

ઉંધા વાસ્તુનું માથુ ઇશાન કોણમાં બે જોડેલા પગના તળીયા નૈરૂત્યકોણમાં હાથની કોણી અને પગના ગોઠણો અગ્નિ અને વાયવ્ય કોણમાં. તેના હાથો અને ઉદર=પેટ ઉંધા છે. ૨૫

ईश पर्जन्य तं चैव माहेंद्रादित्य सत्यवं ।
भृशांतं रिक्षाग्नि पूषावि तथो गृहक्षत् यम् ॥२६॥
यम गंधर्व भृगं च मृग पितृ द्वौवारिका ।
युग्रीवपुष्पदंतश्च वरुणासुरशेषयो ॥२७॥
यायक्ष्मा रोग नागमुखश्च भल्लारसोम च ।
गिरि अदितिदितीश्च वाह्ये द्वांत्रिशस्तथा ॥२८॥
आय आयवत्सार्यमा साविञी सवितृतथा ।
इंद्रो मिंद्र जयो रुद्र रुद्रदासोक्रितित ॥२९॥
विवस्वान–पृथ्वीधर मध्ये ब्रह्माचतुर्मुख ।
चरकी विदारि पूतना पापगंधाभिकोपाके ॥३०॥
पीलीपिच्छा तथा जुंम्मा स्कंधस्कंक्षर्यमापूर्वाक्रमान ।
ईति ना ? तु पदं नास्ति वास्तु वाहचेप्रयूजयेत् ॥३१॥
देवा च स पूजयित्याकायेद्यर पुराजिक्तां ।
सिद्धियेन तरय जायंते विपरितेन कदाचन ॥३२॥
भूमीगृहवास्तुश्च मर्माणी तस्य कथ्यते ।

પૂર્વાદિ બાહ્ય દિશાએ. ઇશ. પર્જન્ય, જય, માહેન્દ્ર (ઇન્દ્ર) સૂર્ય (આદિત્ય) સત્ય ભૃશ, અંતરીક્ષ (આકાશ) એ આઠ દેવો પૂર્વ, દક્ષિણ દીશના બાહ્ય પદના દેવો અગ્નિ પૂષા, વિતથ, ગૃહક્ષત, યમ ગંધર્વ, ભૃગં, મૃગ, અને પિતૃ એ આઠ દેવો દક્ષીણ–હવે

પશ્ચીમંના દ્વારકા (નંદી) સુગ્રીવ, પુષ્પદંત, વરૂણ અસુર શેષ પાપયક્ષ્યાને રોગ. ઉત્તરના નાગ મુખ્ય ભલ્લાર, સોમ, ગિરી (શૈલ) અદિતિ અને દિતિ એ આઠ દેવો ઉત્તરના પદના જાણવા એમ બત્રીસ દેવો બહારના પદના કહ્યા. બ્રહ્માના ઇશાન કોણના આપ અને આપવત્સ ઇશાન કોણે સાવિત્ર સવિતા–નૈરૂત્ય કોણના ઇન્દ્ર અને ઇંદ્રજ્ય વાયવ્ય કોણના રૂદ્ર ને રૂદ્રદાસ–મધ્યના બ્રહ્માની ચારે દિશાઓ પૂર્વે અર્યમા, દક્ષિણે વિવસ્વાન પશ્ચીમે મૈત્રગણ અને ઉત્તરે પૃથ્વીધર સ્થાપવા એમ પીસ્તાલીશ દેવો સ્થાપવા સ્થંભ ભીતિ–આદિનો નાસ્તુમર્મ જોઈ નિર્દોષ વાસ્તુની રચના કરવી મર્મવાસ્તુ વેધથી માતા–પિતાની હત્યા થાય. પોતાના શીરનો ઘાત થાય ભાઈઓના નાશ થાય.

પેટનો વ્યાતિ સંતાપ

(નિર્દોષથી ધન ધાન્યની વૃદ્ધિ થાય. વેધથી પડખાનો વ્યાધિ થાય. વાસ્તુવેધના અઘોર કૃત્યના નિર્વાણાર્થે હોમ અને શાંતિ કર્મ કરાવવું.) વાસ્તુના ક્ષેત્રના ચાર ખુણાની દેવીઓ ઇશાને ચરકી, અગ્નિકોણે વિદારિકા નૈરૂત્ય પુતના અને વાયવ્યે પાપા દેવી.

कर्णे कर्ण गतं सूत्रं शीराररितिन गद्यते ॥३३॥
माहेंद्रादित्यत्रि रेखा वरुणपुष्पदंतोद्भवा ।
तैवंशा सामाख्याता उपवंश याभ्योतरे ॥३४॥
गृहक्षत यमोत्का च सोमभल्लाटादित्रयं । (उपवंश)
गंधर्व सुग्रीवो शिराश्च अर्यमांन्तिके ॥३५॥ (शिरा)
भृंशोभिमुखो सुरचैवं नाग सत्य उच्यते । (शिरा)
त्रिशूल संपाताश्च महामर्म प्रकीर्तिता ॥३६॥
ईशाग्निपितरोगात्रीशूलेषु विग्रस्थिता ।
षड्रेखा च वज्रमेवोक्तं चतुः कोणेषु संस्थिता ॥३७॥
ईशानादिपुकोणेषु चतुष्कः शव्दवस्थिता ।
सूत्र संपाताग्रपंक्तो लांगला पटमेव च ॥३८॥
शिरा सूत्रसंतापिषु लांगल पट्ट विधियते ।
चतुर्विंशति लांङ्गलानो पादार्धेषु तु विकर्णगा ॥३९॥
ब्रह्मणदि चतुः पार्श्वे अष्ट सूत्रादि पञ्चकं ।
लांगको द्वे द्वे पक्ष रेखापट्ट विधियते ॥४०॥
मर्माणि सूत्र संपाता शेषारेखाश्वसंचयो ।
पद मध्यस्थिते ज्ञेयं उपमर्मतुवद्विदु ॥४१॥

मूर्धि चतुषु वह्नकणेषु महामर्मस्तकेश्वती ।
पदषोऽषमोभाग शिरा मानं विधियते ॥४२॥
अष्टमो दशमो भागे भागे द्वादशमो तथा ।
पदे षोऽशभागश्च भागो अष्टदशमोपुनः ॥४३॥
वंशादिनां क्रमेणं च प्रमाण समुदाह्रतं ।
शूल मानं विख्यातं क्षुक्ष्ममाननिगद्यते ॥४४॥
यावष्टकात्समीरेपा एकैकं यव वदेत् ।
देवता पूर्वमाख्यातां लांहुलापट्ट पदाद्वये ॥४५॥
देव वेधे भवेत् पीडा लांगले च सरोरुजा ।
ऊद्वेगाधनहानिश्च शिराविथी प्रजायते ॥४६॥
मर्भवेधेकुशल्कयँ स्वामिनो मरणं विधे ।
महाममर्माणि जायते उपमर्माणि विधेतु ॥४७॥
मातृ पुत्रे क्षयो भवेत् त्रिशूलेड ।
माण वज्रं न नाशस्यात् षड्गे ॥४८॥
नवदुरेवती चतु किवा हनंधंदोतस्तौत्प्रेतानपीऽयेत् ।
प्रत्येकं द्रव्यवेधेन नदोषोवतं ग्रंथवैस्तरात् ॥४९॥
किन्चीदुत्तरतोदत्वा पूर्वतो वालयेत् ।
भित्ये स्थंभादिविन्यासे चैव दोपान विद्यते ॥५०॥
भूरिग्रह वास्तुश्च मर्मादितस्यकथ्यते ।
पितामाता च हन्यते यथातिसिरघातकं ॥५१॥
भूजास्कंध वंधुनाशं हध्येपतिर्भय महाभयम् ।
उदरे व्याधि संतापं जमस्यात् पत्रादिक ॥५२॥
पादैतु वृत्पुत्राश्च ग्रीवायां चेव विग्रहं ।
धनधान्यं सदावृद्धि उद्धवेकुंक्षि धातके ॥५३॥
काम तको गतो वापि वास्तुवेधकृते अति ।
अघोरं कृते होम तवः शांन्ति प्रजायते ॥५४॥

इति श्रीविश्वकर्मावतारे ज्ञानप्रकाश दीपार्णवे वास्तुमर्माधिकार षोऽशाध्याय ।



**એકાદશીપદના વાસ્તુમાં મર્મોપમર્મ મહામર્મ**

વાસ્તુમર્મોપમર્મ–વંશ અને અનુવંશના સંપાતના સ્થાને ઉપમર્મ ઉપજે–મહામર્મ–વાસ્તુમર્મ, પરિજ્ઞાન એકાશીપદના વાસ્તુમાં મહામર્મ વાસ્તુના શરીરમાં શીરાઓ વંશો–અનુવંશો સંધીઓથીમર્મ અને મહાવંશ કયા કયા સ્થાને ઉપજે તેનું જ્ઞાન નીચે મુજબ જાણવું.

**૧–શીરા** વાસ્તુક્ષેત્રના ખુણે ખુણા બે વીકર્ણ મુખ્ય રેખા

**૨ મહાવંશ**–રેખા મધ્યની આડી ઉભી રેખા તે મહાવંશ તેની ચાર રેખા

**૩ અનુવંશ**–શીરાના સમસૂત્ર તિર્યગ (આડી) બે બે રેખા તે અનુવંશ તેની કુલ આઠ રેખાઓ.

**૪ મર્મ**–શીરા. મહાવંશ, નાડીવંશ અને અનુવંશ એમાંનો બે ત્રણ કે ચાર જ્યાં સંપાત થાય તે સંધિ સંગમ થાય તે સ્થાનને મર્મ કહે છે તેવા કુલ ૫૬ છપ્પન મર્મસ્થાન એકાશીપદના વાસ્તુમાં પડસૂત્ર સંધિનાં ચોવીસ મર્મસ્થાન.

૫ પડસૂત્ર સંધીના ચોવીસમર્મ સ્થાન.

૬ બે ચતુસૂત્ર સંધીના બત્રીશ મર્મ સ્થાન.

**૫ ઉપમર્મ**–પદના મધ્ય ભાગમાં બે અનુવંશ રેખાઓનો સંપાત થાય તે ૮૧ પદના વાસ્તુમાં ત્રિસૂત્ર સંપાતના વીશ અને ચતુ–સુત્ર સંપાતના પાંચ ઉપમર્મ ઉપજે.

**૬ સંધી**–ચારે દિશાઓની બાહ્ય ભાગમાં ત્રીકરેખાઓના સંગમને સંધી કહે છે તે સોળ ઉપમર્મના નામથી ઓળખાય છે. તેવા કુલ ૪૧ ઉપમર્મ ૬ મર્મોમર્મ ( અભિમર્મ ) વંશ અનુવંશ મહામર્મ અને શીરા કહે રેખાઓના સંધી સ્થાનને **મહામર્મ** કે **અતિમર્મ** કહે છે. ૮૧ પદના વાસ્તુમાં મહામર્મ આઠ સ્થાને ઉપજે છે. જ્યાં આઠ સુત્રો ભેગા થાય છે.

**સંધિ** અન્ય ગ્રંથોમાં બે રેખાઓના સંગમો સ્થાને સંધી અને ત્રણ રેખાની સંધીને **મર્મ** કહે છે. વાસ્તુ શાસ્ત્રમાં લાંગુલના લક્ષણ વિશે કહ્યું છે કે બે અનુવંશની સંધીને લાંગુલ કહેલ છે.




બ્રહદ સંહિતાના ૮૧ વાસ્તુપદમાં વિકર્ણ ત્રણ ત્રણ રેખા દોરવી તેને **શીરા** કહી છે. તેવી ૭ શીરારેખા થાય બ્રહ્માના ૩×૩ પદની રેખાને વંશ કહે છે બ્રહ્માના પદને ચારખુણે અતિમર્મ–તેમજ શીરાની બે રેખાનો સંપાત ( સંગમ ) થાય તેને પણ અતિમર્મના એ રીતે નવ સ્થાન અતિમર્મના જાણવા મર્મ સ્થાન, વંશ સ્થાને ભીંત કે સ્તંભ કે પાટ ન મુકવા.

પૂર્વ દિશાએ પીલીપિચ્છા દક્ષિણે જંભા, પશ્ચીમે સ્કંધ, ઉત્તરે સ્કંદાર્યા, ઇશાને ભિમ ભૈરવ, પૂર્વે હેતુ ભૈરવ, અગ્નિકોણે ત્રિપુરભૈરવ, દક્ષીણે વેતાલ ભૈરવ, નૈરૃત્યે અગ્નિ વૈતાલ ભૈરવ, પશ્ચીમે કાલ ભૈરવ, વાયવ્યે કરાલ ભૈરવ ઉત્તરે અગ્નિ ભૈરવ, એમ અષ્ટ ભૈરવ બાહ્ય ભાગે પૂજવા તેમનું પૂજન કરવાથી સિદ્ધિ મળે છે. વિપરીત થતું નથી. ભીત સ્તંભના મર્મ દબાવા ન દેવા ૩૨ ૩૩

ભૂમિગૃહ વાસ્તુના મર્મ કહે છે.—આખા વાસ્તુપદના ખુણે ખુણે રેખાઓ દોરવી તે શીરા. તેમ પૂર્વે મહિંદ્ર અને આદિત્યની પડખેની રેખા પશ્ચિમે વરૂણને પુષ્પદેવની પડખેની એમ પૂર્વ પશ્ચીમની રેખાને **શીરા** કહેવી. સોમ ભલ્લાટ ઉત્તર ગૃહક્ષત યમ દક્ષીણની મધ્યની ત્રણ રેખા **વંશ** અને **ઉપવંશ** કહી છે. ગૃહક્ષત યમની અને સોમ તથા ભલ્લાટની અને ગંધર્વ સુગ્રીવની એ ત્રણ રેખા તે અર્યમા પાસે જતી ત્રણ રેખા **શીરા** કહેવાય ભૃંગ, મુખ્ય, નાગ. અને સત્ય પાસેની રેખા પણ શીરા કહેવાય બ્રહ્મના **વીકર્ણે** ચારે કોણની રેખા **ત્રિશૂલ** જાણવી. બ્રહ્માના ચારે ખુણા જ્યાં બબ્બે રેખાનો સંપાત થાય તે **મહામર્મ**. ઇશાન અગ્ની. પીતર અને રોગ એ ચારેકોણ ઉપરના પદોની રેખા **ત્રિશૂલ** ઈશાન અગ્નિ આદિ ચાર ખુણે શિરા સૂત્ર સંપાત સ્થાને થાય તે છ લાંગુલ–ચોવીશ લાંગુલ પદના અર્ધે....બ્રહ્માદિના ચાર પડખે અષ્ટ સુત્રે. પદ્માક ઉપજે બબ્બે લાંગુલ અર્ધે છ રેખાઓ થાય. બાકીની રેખાની સંધીના સૂત્રયાતે **મર્મો** ઉપજે. પદના મધ્યે **ઉપમર્મ** ઉપજે. મધ્યના બ્રહ્માના ચાર ખુણે ચાર અને ચારે દિશાએ છેડાપર ચાર **મહામર્મ** ઉપજે પદના સોળમા ભાગે શિરાનું માન જાણવું. આઠમો દશમો ભાગે અઢાર ભાગે વંશના અનુક્રમે માન જાણવા ત્રિશૂલનું સૂક્ષ્મમાન જાણવું. આઠ રેખાઓનુ માન એકેક યવ જાણવું છ લાંગુલનું દેવના પૂર્વ મને જાણવા દ્વારવેધથી ઉદ્વેગ અને હાની થાય મર્મવેધથી કુળનો નાશ થાય સ્વમિનું મરણ થાય તેમજ મહામર્મ અને ઉપમર્મનો દોષથી ઉપરોક્ત હાની થાય ભાઇઓ અને પુત્રનો નાશ થાય.

**ઇતિ શ્રી વિશ્વકર્માવતારે જ્ઞાનપ્રકાશ દીપાર્ણવે વાસ્તુલક્ષણ મર્માધિકારે** પદ્મશ્રી પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુર શિલ્પવિશારદે કરેલ ભાષા ટીકાનો સોળમો અધ્યાય ॥૧૬॥



## જોવાનુ કોષ્ટક

ઘરનું લગ્ન

| ઘરનું લગ્ન | લગ્નગુણ | તિથિ | | વાર |
|---|---|---|---|---|
| ૧ મેષ | ચર૦ | જયા | ૩ | ચંદ્ર |
| ૨ વૃષભ | સ્થિર | નંદા | ૧ | ચંદ્ર |
| ૩ મિથુન | મિશ્ર | રિક્તા | ૪ | બુધ |
| ૪ કર્ક | ચર૦ | ભદ્રા | ૨ | બુધ |
| ૫ સિંહ | સ્થિર | પૂર્ણા | ૫ | શુક્ર |
| ૬ કન્યા | મિશ્ર | જયા | ૩ | શુક્ર |
| ૭ તુલા | ચર૦ | નંદા | ૧ | સૂર્ય |
| ૮ વૃશ્ચિક | સ્થિર | રિક્તા | ૪ | સૂર્ય |
| ૯ ધન | મિશ્ર | ભદ્રા | ૨ | મંગળ |
| ૧૦ મકર | ચર૦ | પૂર્ણા | ૫ | મંગળ |
| ૧૧ કુંભ | સ્થિર | જયા | ૩ | ગુરૂ |
| ૧૨ મીન | મિશ્ર | નંદા | ૧ | ગુરૂ |

ઇતિ શ્રી વિશ્વકર્માકૃતે વૃક્ષાર્ણવ નારદપૃચ્છાયાં આયાદિ ૨૧ અંગાધિકારે પદ્મશ્રી પ્રભાશંકર ઓ. સોમપુરા· શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાનુવાદનો શતાગ્રેષષ્ઠમોધ્યાય ક્રમાંક અ. ૪

## એક હાથ ( ગજ ) થી ૫૦ હાથ સુધીના કુર્મશિલા જગતી-ભીટ્ટ, પીઠ, પ્રાસાદોદય, દ્વાર, સ્તંભ, પ્રતિમાદિના માન.

| ૧ થી ૫૦ ગજ હસ્ત | પ્રાપાણ કુર્મશિલા પ્રમણ | જગતી પ્રમાણ ઉદય (૧) | જગતી પ્રમાણ ઉદય (૨) | ભીટ્ટમાન | પીઠમાન | પ્રાસાદોદયમાન | નાગરાદિ દ્વારમાન દ્વીપાર્ણવ | નાગરાદિ દ્વારમાન ક્ષીરાર્ણવ | સ્તંભમાન પૃથુમાન | પ્રતિમાન બેઠી | પ્રતિમાન ઉભી | ધ્વજદંડ જાડો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગજ | આંગુલ | ગજ આંગુલ | ગજ આંગુલ | આંગુલ | ગજ આંગુલ | ગજ આંગુલ | ગજ આંગુલ | ગજ આંગુલ | આંગુલ | આંગુલ | આંગુલ | આંગુલ |
| ૧ | ૪ | ૧–૦ | ૦–૧૨ | ૪ | ૦–૧૨ | ૧–૦ | ૦–૧૬ | ૦–૧૬ | ૪ | ૬ | ૧૧ | ૦।। |
| ૨ | ૬ | ૧–૧૨ | ૧–૦ | ૫ | ૦–૧૭ | ૨–૦ | ૧–૮ | ૧–૮ | ૭ | ૧૨ | ૨૧ | ૧। |
| ૩ | ૯ | ૨–૦ | ૧–૧૨ | ૬ | ૦–૨૨ | ૩–૦ | ૨–૦ | ૨–૦ | ૯ | ૧૮ | ૩૧ | ૧।। |
| ૪ | ૧૨ | ૨–૧૨ | ૨–૦ | ૭ | ૧–૩ | ૪–૦ | ૨–૧૬ | ૨–૧૬ | ૧૨ | ૨૪ | ૪૧ | ૨। |
| ૫ | ૧૨।।। | ૩–૦ | ૨–૧૨ | ૮ | ૧–૮ | ૫–૦ | ૨–૧૯ | ૨–૨૦ | ૧૩।। | ૨૭ | ૪૩ | ૨।। |
| ૬ | ૧૩।। | ૩–૧૨ | ૩–૦ | ૮।।। | ૧–૧૨ | ૫–૧૨ | ૨–૨૨ | ૩–૦ | ૧૫ | ૩૦ | ૪૫ | ૩। |
| ૭ | ૧૪। | ૪–૦ | ૩–૧૨ | ૯।। | ૧–૧૬ | ૬–૦ | ૩–૧ | ૩–૪ | ૧૬।। | ૩૩ | ૪૭ | ૩।। |
| ૮ | ૧૫ | ૪–૧૨ | ૪–૦ | ૧૦। | ૧–૨૦ | ૬–૧૨ | ૩–૪ | ૩–૮ | ૧૮ | ૩૬ | ૪૯ | ૪। |
| ૯ | ૧૫।।। | ૫–૦ | ૪–૧૨ | ૧૧ | ૨–૦ | ૭–૦ | ૩–૬ | ૩–૧૨ | ૧૯।। | ૩૯ | ૫૧ | ૪।। |
| ૧૦ | ૧૬।। | ૫–૧૨ | ૫–૦ | ૧૧।।। | ૨–૪ | ૭–૧૨ | ૩–૮ | ૩–૧૬ | ૨૧ | ૪૨ | ૫૩ | ૫। |
| ૨૦ | ૨૨ | ૯–૦ | ૮–૧૬ | ૧૬।।। | ૩–૧૦ | ૧૨–૫ | ૪–૪ | ૪–૧૨ | ૩૧ | ૫૨ | ૬૭ | ૧૦। |
| ૩૦ | ૨૪।। | ૧૨–૦ | ૧૧–૮ | ૧૯। | ૪–૬ | ૧૬–૧૦ | ૫–૦ | ૫–૮ | ૩૬ | ૬૨ | ૭૩ | ૧૫ |
| ૪૦ | ૨૫ | ૧૪–૧૨ | ૧૩–૧૦ | ૨૧।।। | ૫–૨ | ૨૦–૨૪ | ૫–૨૦ | ૫–૧૮ | ૪૧ | ૭૨ | ૮૩ | ૨૦ |
| ૫૦ | ૨૮।।। | ૧૭–૦ | ૧૫–૧૦ | ૨૪। | ૫–૧૨ | ૨૪–૧૮ | ૬–૧૬ | ૬–૪ | ૪૬ | ૮૨ | ૯૩ | ૨૫ |

## ઘરના લગ્ન પરથી તીથી અને વાર



**અપરાજીત સૂત્રના ૮૧ પદનો વંશ, ઉપવંશ, શીરા, મહામમ, લાંગુલ**

**૧ વંશ**–વાસ્તુની પૂર્વ પશ્ચિમની મધ્યમની ઉભી ત્રણ રેખા.

**૨ ઉપવંશ**–વાસ્તુની ઉત્તર દક્ષીણની મધ્યની ત્રણ રેખાઓ.

**૩ શીરા**–વાસ્તુપદના તિર્યગ ખુણા ખુણાની બે રેખા અને પુષ્પદંત, યમ, ઇંદ્ર, સુર્ય, ભલ્લાર વરુણ અને ગૃહક્ષતના પદને છેદતી તિર્યગ ચારે રેખા તેમ ૭ શીરા.

**૪ મહામર્મ**–વાસ્તુપદના છેડામાં ૫૧ મધ્ય ગર્ભે ઉપવંશ રેખાના સંપાત સ્થાને તેમજ બ્રહ્માના પદની ચાર ખુણે લાંગુલને મહામર્મ ઉપજે.

લાંગુલ–જ્યાં ૭ સુત્રોના સંપાત સંધી થાયતે લાંગુલ શીરાને લગતાં ૭ સુત્રોના સંપાતને પણ લાંગુલ કહે છે. ચોવીસ લાંગુલ. જો હોય તો વાસ્તુના કરતાં એકેકપદની સંધી સ્થાને હોય તો ૨૪ લાગુલ થાય મહામર્મને લાંગુલ કહે છે.

**૫ પદ્મક**–બ્રહ્માના મધ્યના આઠ સુત્રો ભેગા થાય તે પદ્મક.

**૬ શૂભ**–ત્રિશલ બ્રહ્માનાપદ બહારના ચાર ખુણે ત્રિશલ.

**૭ વજ્રક**–બ્રહ્માના પદની ત્રાંસી બે રેખાઓ એ વજ્રક.




સમરાંગણ સુત્રધાર ગ્રંથમાં ૯×૯ના એકાશી પદના વાસ્તુના પદનો ખુણા ખુણાની રેખાને **શીરા** કહીછે. અગ્નિને વાયવ્ય કોણની વક્ર વિકર્ણની બે રેખાને **અનુવંશ** રેખા કહીછે. ઈશાને નૈરૂત્યની વક્ર રેખાને **વંશ** કહેલ છે. બ્રહ્માના પદની ચારે આડી ઉભી સળંગ રેખાને **મહાવશ** કહી છે. બ્રહ્માના પદના ચાર ખુણે **સંધિવંશ** ફરતા એક એક પદ છોડીને વિકર્ણના ચાર ખુણે અનુસંધિ–અનુવંશનો સંપાત થાય તેને ઉપમર્મ કહેલ છે. તેવા ચાર ઉપમર્મ મધ્યમાં આવે, ફરતા દેવોના પદ ઉપર વંશ **અને** અનુવંશના સંપાત સ્થાને બ્રહ્માના ચાર ગર્ભના દેવના પદે આઠ મર્મ ઉપજે (તે ચાર ઉપમર્મની બાજુએ)

મર્મસ્થાન–ચોસઠ પદના વાસ્તુમાં પૂર્વ કે ઉત્તર એમ વિકર્ણ રેખા દોરવી. તેમાં જ્યાં સુત્ર સંપાત થાય તે મર્મ કહેવાય. તે મર્મ સ્થાને ખુંટી–સ્તંભ કે ભીંતના કરાથી દબાય નહિ તેમ રચના કરવી. જો મર્મ વેધ થાય. દબાય તો સ્વામીના ધનનો નાશ થાય. ઇતિ મર્મવાસ્તુ વિન્યાસ.
વાસ્તુના મુખ. હૃદય નાભિ, બે સ્તન ગુહ્ય એ ૭ અંગ દબાયતે મર્મ વેધને વાસ્તુ શાસ્ત્રમાં મહામર્મ કહ્યા છે.

સંધી-वंशाष्टिकस्य चःसंधिःसमंधो रिनिकोत्ये ते
येपुतःस्युस्पद्नानां प्रोक्तास्ते यानु संघयः ॥
उपमर्म–उपमर्माणि ताष्याहु पद्मध्यानि यानिहि

વંશ અને શીરાની સંધી સ્થાને ચાર સંધી સ્થાન.

ઇતિ વાસ્તુમર્મ



ખજુરાહો મંડપનો ગવાક્ષ

## आयतनादि लक्षण अ. १७

विश्वकर्मा उवाच–

आयतनादिवक्ष्यामि– रुद्रादीनांयथाक्रमां
बाणधियं वामपक्षे–दक्षिणे पार्वती तथा ॥ १ ॥
नैरुत्ये भास्करं विद्यात्वायव्ये य जनार्दनं ।
वामे स्नान गृहंकार्य मातृस्थानं तु दक्षिणे ॥ २ ॥
वारुणे जलसेनतु प्राश्वाधैव तु भैरव ।
वामदेशे महालक्ष्मी उमाभैरवं संयुता ॥ ३ ॥
मध्ये रुद्रा प्रति स्थाप्यं ब्रह्माणं च जगद्गुरु ।
सोमे शान्ति गृहं कार्य दशावतारं च दक्षिणे ॥ ४ ॥
ब्रह्माविष्णुऽ तथा रुद्रं पृष्ठ देशे तु कारयेत ।
ऊकारंचये चंद्रादित्यो च इशान्ये स्कंधनाथ ॥ ५ ॥
ईशान्यादि ध्वजाकार्या प्रास्तदे तु चतुमुखं ।
चतुर्मुखं समाख्यातं एकमुख श्रृणु सांप्रत ॥ ६ ॥
ईशाने विघ्नराजं तु पार्वत्ताग्नियकोणके ।
नैरुत्ये भास्करे वीद्या वायव्ये च जनार्दन ॥ ७ ॥
दक्षिणे च मातृस्थानं सौम्यं शांती गृहं भवेत् ।
वामे स्नान गृहंकार्य पूर्वद्वारं शिवालयं ॥ ८ ॥

---

पुनरेव प्रवक्ष्यामि प्रासादे पश्चिममुखे ।
जनार्दनं तु ईशाने अग्नियां तु भास्कर ॥ ९ ॥
वायव्ये विघ्नराजं तु नैरुत्ये पार्वती स्मृता ।
अनुलोमेन न कर्तव्यं प्रासाद तु पराङ्गमुख ॥ १० ॥
चंऽउर्ध्ववक्रंतु चंडोशोत्तर तः स्मृता ।
....मुख्र न्यासं चंऽउर्ध्वक्र तु कारयेत् ॥ ११ ॥
पीठोश्रयमानेन पादनोन त्रिभागतं ।
चंऽस्यो छूयं कार्य स्थूलांग तु भीष्मानतं ॥ १२ ॥
स्नानध्रं तु पिवंतं च वक्यतानन मूर्द्धगंम् ।
वेदिकाग्निकैशेश्च नवद्वापुरिजुडिका ? ॥ १३ ॥
हारकेयूर संयुक्तं कंकणे समलंकृतं ।
पीतं स्नानं मंडलेषु कर्तव्यं सुरसद्रयेत् ॥ १४ ॥

रुचकं भद्रकंयैव हंसविवर्ध मानकंम् ।
जगत्यो परिवात्यैव चंडनाथस्य लक्षणं ॥ १५ ॥
प्रासाद सम भद्रंगर्भं गर्भे स्नपयेद्र गृहो ।
अंतस्तु तथा कार्या कथयामि तथापुनः ॥ १६ ॥
प्रासादस्य यन्मानं पदंचप्वारि कारयेत् ।
अप्टापदं च कर्तव्यं अंतरं शिल्पीभिसदा ॥ १७ ॥
प्रासादस्य तु पादोनं सोपानाग्र तु येवच ।
अथवा गर्भ मानेन त्रिविधं कारये तथा ॥ १८ ॥
ईद्रशं कारयेद्यस्तु सर्वकाम फल पदं ।
जगति वाह्नतः कुर्यातद्वशान्यादिशि मंदिर ॥ १९ ॥
तले कथितं वत्स स्नपनग्रह स्नानकंम् ।
अन्यथा च न कर्तव्या यदिच्छेदियात्मनं ॥ २० ॥
वाणरोहे पिठं गर्भ स्वयम् लिङ्गंतु मस्तके ।
घटिते जगति मध्यस्तु चलेचंद्रोन विद्यते ॥ २१ ॥

इति पूर्वद्वार शिवायतन

### અથ આયતનાધિકાર અ. ૧૭

**શ્રી વિશ્વકર્મા** કહે છે. હવે હું રૂદ્ર આદિ દેવોના આયતનો યથાક્રમથી કહુ છું ખાણુધિય (શીવ) ડાબી બાજુ અને પાર્વતીજી જમણી તરફ નૈરૂત્યમાં સૂર્ય, વાયવ્યમાં જનાર્દય (વિષ્ણુ) ડાબી તરફ સ્નાનગૃહ, જમણી તરફ માતૃ સ્થાન પશ્ચિમે જળદેવવરૂણ, પૂર્વમાં ભૈરવ, ડાબી તરફ મહાલક્ષ્મી, ઉમા, અને ભૈરવ સાથે સ્થાપવા, મધ્યમાં રૂદ્રની સ્થાપના કરવી....જગદ્ગુરૂ બ્રહ્મા, ઉત્તરે શાંતિગૃહ, દક્ષીણુ દશ અવતારની સ્થાપના કરવી

બ્રહ્મા વિષ્ણું અને રૂદ્ર એ ત્રણે પાછળના ભાગમાં સ્થાપવા—ચંદ્ર અને સૂર્ય-ઇશાનમાં સ્કંધ=કાર્તિક, ઈશાનાદિ કોણોમાં ચતુર્મુખ પ્રાસાદને ધ્વજાઓ સ્થાપન કરવી. એ રીતે ચતુર્મુખ શિવાલયને હે પાર્વતી કહ્યું.

હવે પાર્વતીના (આયતનમાં) ઇશાનમાં વિઘ્નરાજ ગણેશ પાર્વતિ, અગ્નિકોણુ નૈરૂત્યમાં સૂર્ય વાયવ્યમાં વિષ્ણુ, દક્ષીણુમાં માતૃસ્થાન ઉત્તરમાં શાન્તીગૃહ ડાબી તરફ સ્નાન-ગૃહ પૂર્વદ્વારે શિવાલય.

હવે....કહુ છું પ્રાસાદના પશ્ચિમમુખે જનાર્દન (વિષ્ણુ) ઇશાન કોણે અગ્ની,....સૂર્ય. વાયવ્યમાં વિઘ્નરાજ (ગણેશ) નૈરૂત્યે પાંર્વતી આથી અનુલોય આડા અવળા પશ્ચીમમુખના પ્રાસાદમાં ન બેસાડવા.........

## આયતનતલદર્શન



વિષ્ણુના ૨૪ આયતન—નવ ગ્રહ, નવ દુર્ગા, સપ્ત આકાશના નવ આયતન—દ્વાદશ રૂદ્રના બાર આયતન ચોસઠ યોગીનીના ૬૪ આયતન—શીવલીંગના ૧૦૮ કે ૧૦૦૮ આયતન જૈનોના ૨૪—૫૨—૭૨ કે ૧૦૮ આયતન

આયતન=દેવ કુલીકા—(દેરીઓ)

## પંચાયતન










દક્ષિણ




ઉત્તર

પશ્ચિમ




દક્ષિણ




ઉત્તર

| | | |
|---|---|---|
| દેવતા | મહેશ | દીગ્મુખ |
| ચણ્ડી, લોકેશ | નન્દિ | યુગ્મમૂર્તિ–ઉમામહેશ |
| ગણેશ, અર્ધનારી | શિવાલય | લક્ષ્મીનારાયણ, |
| | પૂર્વ | બ્રહ્મા સાવિત્રી |




ત્રિપુરુષપ્રાસાદમાં દેવ સ્થાપનનું
શુભાશુભ ફળ.

| | | | |
|---|---|---|---|
| વિષ્ણુ | શિવ | બ્રહ્મા | શુભલાભ |
| રૂદ્ર | વિષ્ણુ | બ્રહ્મા | અશુભ |
| બ્રહ્મા | શિવ | વિષ્ણુ | દારિદ્ર |
| શિવ | બ્રહ્મા | વિષ્ણુ | ધનનાશ |

શિવાલયમાં પૂર્વમુખના પ્રાસાદને ચંડનાથ ઉત્તર દિશામાં ઉચું મુખવાળો ચંડનાથ કરવો, પ્રાસાદના પીઠના આશ્રય માનથી પાદના–ત્રિજા ભાગે ચંડ ઉંચો સ્થૂલ ભીષ્મ, મહાકાય કરવો, શિવનિર્માલ્ય, દેવસ્નાનનું પાણી પીઠના મથાળે ચંડના મુખમાં જાય તેમ કરવું. ચંડનાથને હાર, કેયૂર, કંકણ, પહેરાવેલ શોભતો કરવો શીવ દેવની પ્રણાલનું પાણી પીતો ચંડ (પીઠથી બહાર નીકળતો) કરવો.

## ગર્થ ચંડનાથનો શ્લોક પાછળ આપવામાં આવેલ છે

## રૂચક ભદ્રક હંસવી અને વર્ધમાન

પ્રાસાદની જગતી પર ચંડનાથ સ્થાપન કરવાના લક્ષણ જાણવા.–પ્રાસાદના.......ગર્ભે–ગર્ભસ્નપય ગૃહ કરવું હવે તેલું અંતર કેટલું રાખવું તે હવે ફરીને કહુ છું પ્રાસાદના માનથી ચાર પદને અંતરે કે આઠ પદના અંતરે શિલ્પીએ સ્નપનગૃહ કરવું. પ્રાસાદનાં અર્ધ કે ચોથા ભાગે આગળ પગથીયા=સોપાન કરવા. અથવા ગર્ભગૃહના માન જેટલા એમ સોપાનના ત્રિવિધ=ત્રણ પ્રકારના માન જાણવા. એમ કરવાથી સર્વ કામનાનું ફળ મળે છે. જગતીની બહાર ઇશાન દીશાએ સ્નપન મંદિર કરવું હે વત્સ! સ્વપન ગૃહનું તળ કહ્યું છે. પોતાની ઈચ્છા પ્રમાણે કોઈ અન્ય ન કરવુ–ગાણરોહ પીઠ ગર્ભ....લિંગ મસ્તક ગર્ભગૃહના પીઠના મથાળા પરથી રાજલીંગ પધરાવવું ઘટિત, રાજલીંગ, જગતી, મધ્યથી......(૨૧)

### अथ शिवायतन प्रतिहार

मातुलिगतु नागेंद्र डमरू छत्रमेवय ।
नंदीमुकुट शोभाढयं सर्वाभरण भूषित ॥ २२ ॥
खट्वाङ्ग कपालंय डमरूकं वीजपुरकं ।
दष्ट्राल मुखं कूर्यात महाकालंतु दक्षिणे ॥ २३ ॥
तर्जनी च त्रिशूलंय डमरकं गजमेवचं । (हेरंम्ब)
हेरंम्बो वामभागेतु भृङ्गी दक्षिणाः शृणु ॥ २४ ॥
गजाश्वतोमरं खड्गांगं तर्जनी वाम हस्तके ।
उमये दक्षिणतःद्वार भृंङ्गीदक्षिणातश्रुभा ॥ २५ ॥
शूलंडयरकं चैव वरद विजपुरकं दुर्मुखो ।
पांडुर च समाख्यातं पश्चिमे तु न संशय ॥ २६ ॥
खट्वांग डमरकं चैव मातुलिंह वरद चैव ।
पांडुर दक्षिणभागे वरुणेच प्रकिर्तिता ॥ २७ ॥
मातुलिङ्ग मृणालंय खट्वांग पद्मदंडकं ।
शितेचैवोत्तरे द्वारे वाम भाग विवस्यितं ॥ २८ ॥
पद्मदंडखट्वांगं भृणालं वीजपुरकं ।
अतितो दक्षिणे भागे द्वारेउत्तर संस्थित ॥ २९ ॥

इति शिवालय प्रतिहार

શિવાલયના પૂર્વ દ્વારે ડાબી તરફનો પ્રતિહાર (દ્વારપાલ) **નંદી** (૧) નામે તેની ચાર ભૂજામાં માતુલીંગ, નાગ કે ડમરૂં અને છત્ર ધારણ કરેલા છે પૂર્વના દ્વારના જમણી તરફના પ્રતિહાર **મહાકાલ**ના ૨ હાથમાં ખટ્વાંગ, કપાલ, ડમરૂ, બીજોરૂ ધારણ કરેલાં છે સર્વ પ્રતિહારો સુશોભિત આભૂષણો ધારણ કરેલા છે. મહાકાલનુ મુખ વિકરાળ છે દક્ષિણ દીશાના દ્વારની ડાબી તરફના **હેરમ્બ**ના (૩) હાથમાં તર્જની (મુદ્રા) ત્રિશૂલ ડમરૂં અને ગજ ધારણ કરેલા છે જમણી તરફના **ભૃંગી** (૪) ના હાથમાં ગજ **તોમર**, ખટ્વાંગ તર્જની ધારણ કરેલ છે પશ્ચિમના દ્વારની ડાબી બાજુ **દુર્મુખ** ત્રિશૂલ ડમરૂ વરદ (ખટ્વાંગ) બીજોરૂ ધારણ કરેલા છે. જમણી બાજુ **પાંડુર** પ્રતિહાર પશ્ચીમ દીશાએ દક્ષીણે છે તેના હાથમાં ખટ્વાંગ ડમરૂ માતુલીંગ અને વર્દ ધારણ કરેલ છે. (ગ્રંથાંતરે, કપાલ, ડમરૂ, દંડને બીજોરૂ) ઉત્તર દ્વારે ડાબો **સિત** પ્રતિહારના હાથમાં માતુલીંગ, કમળ, ખટ્વાંગ, પદ્મ દંડ ધારણ કરેલ છે જમણી તરફના **અસિત**ના હાથમા પદ્મદંડ ખટ્વાંગ મૃણાલ બીજોરૂ ધારણ કરેલા છે (૨૯)

ઇતિ શિવાયતન પ્રતિહાર અષ્ટ.

वैष्णवायतन

विष्णु मंदिर कोणषु कर्तव्या वेदमूर्तया ।
अक्षाभिय सूर्यगजं च स्युमापति स्तथा ॥ ३० ॥
स्थापये द्विविधैं मंत्रे वह्निकोणे क्रमेणतु ।
सोमेतुकामयज्ञेय दक्षिणे मातुमंडला ॥ ३१ ॥
पूर्वे नारायणं देवं पुंडरिकाक्ष दक्षिणे ।
पश्चिमे चैत्र गोविंद उत्तरे मधुसुदन ॥ ३२ ॥
ईशाने विष्णुदेवं तु आग्रायां तु जनार्दनः ।
नैरुत्ये पद्मनामं वायव्ये माधव स्तथा ॥ ३३ ॥
मध्ये केशव स्थाप्यं वासुदेव मथोच्यते ।
संकर्षया प्रद्युम्नस्त केशवं च यथाक्रम ॥ ३४ ॥
जलाशयनं तथा प्रोक्तं दशावतार संयुतं ।
शुकर अग्निस्थाप्यं सर्वदेवमयं शुभं ॥ ३५ ॥
शेष-कूर्मं समायुक्तं लक्ष्मी स्थापद् पार्श्वत ।
आयतनं तु समास्थाता प्रतिहारा अतःश्रृणु ॥ ३६ ॥
इति वैष्णोवायतन ॥

વિષ્ણુ પ્રાસાદના ચારે કોણે ચાર વેદ પધરાવવા અક્ષાધિય....સૂર્ય ગજ ચંદ્ર ઉમા પતિ વિવિધ મંત્રોથી સ્થાપવા અગ્નિ કોણના ક્રમથી સોમે ઉત્તરે કામયજ્ઞ દક્ષિણે માતૃ મંડળ પૂર્વે નારાયણ: દક્ષીણે પુંડરિકાક્ષ: પશ્ચિમે ગોવિંદ, ઉતરે મધુસુદન, ઈશાને વિષ્ણુદેવ અગ્નિ કોણે જનાર્દન, નૈરૃત્યે પદ્મનાભ, વાયવ્ય માધવ, મધ્યમાં કેશવની સ્થાપના કરવી. તે વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન કેશવના ફરતા ક્રમથી સ્થાપવા. જળશયન (શેષ ગાયી) દશાવતાર સાથે વરાહ અગ્નિ કોણે એ પ્રમાણે વિષ્ણુના આયતનનાં સર્વ દેવની સ્થાપના કરવી શેષ કૂર્મ સાથે લક્ષ્મી પડખે સ્થાપવા એ રીતે વિષ્ણુ આયતન કહ્યું હવે વિષ્ણુના પ્રતિહાર સાંભળો (વિષ્ણુ આયતનમા મધ્યમા જળશાય પધરાવવા જોઈએ)

ઈતિ વિષ્ણુઆયતન

## अथ विष्णु प्रतिहार

वामनाकार रुपै श्व पूर्वादि प्रदक्षणा ।
तर्जनी शंख चक्र दंडाक्ष चंड उचये ॥ ३८ ॥
शंख तर्जनी दंडाक्षी चक्रेण प्रचंडक उचये ।
खड्रग खेटाक्ष गदा च दंड जया नाम उच्यते ॥ ३९ ॥
गदा खड्ग खेटाक्ष पद्मनां विजथ स्मृतः ।
तर्जनी चापवाण च गदा धाता वा उच्यते ॥ ४० ॥
गदा वाण चापां च तर्जनी विधाता तथा ।
तर्जनी शंख पद्मतु गदा भद्र कथ्यते ॥ ४१ ॥
शंख तर्जनी गदा पद्म सुभद्र मेव च स्तथा ।
विष्णो स्थाये एवं नय नान्येपातु दिवोकसा ॥ ४२ ॥

इति वैष्णव प्रतिहारा

વિષ્ણુ પ્રતિહારો ઠીંગણા કરવા વિષ્ણુ મંદિરના ચારે દીશાના દ્વારના આઠ પ્રતિહારો કહે છે. પૂર્વનો દ્વારે ડાબી તરફ ચંડના હાથમાં તર્જની–શંખ ચક્ર અને દંડ ધારણ કરેલ છે. પૂર્વમાં જમણા પ્રચંડ પ્રતિહારના હાથમાં શંખ તર્જની દંડ અને ચક્ર ધારણ કરેલા છે દક્ષીણના જયના હાથના ખડગ ખેટક ગદા અને દંડ ધારણ કરેલ છે, બીજા પ્રતિહાર વિજયે ગદા ખડગ ખેટને પદ્મ ધારણ કરેલ છે પશ્ચિમના ધાતા પ્રતિહારને તર્જની ધનુષ બાણ ને ગદા ધારણ કરેલ છે.

પશ્ચિમના બીજા પ્રતિહાર વિધાતાના હાથમાં ગદા બાણ ધનુષ્ય અને તર્જની ધારણ કરેલા છે. ઉત્તરના ભદ્ર પ્રતિહારના હાથમાં તર્જની શંખ પદ્મ અને ગદા ધારણ કરેલ છે બીજા સુભદ્ર પ્રતિહારના હાથમાં શંખ તર્જની ગદા અને પદ્મ ધારણ કરેલા છે. એ રીતે આઠ પ્રતિહારો મંદિરનિષ્ણુવા ચારે દિશાના દ્વારોના જાણવા અન્યને ન કરવા.

मूल अर्यादभवामांनेन ते प्रासाद अंशके ।
नवमातं कृता अर्चा प्रथुभागेश्च अर्चयेत् ॥ ४३ ॥
पंचपट सप्त भागन्‍तु न न्युनानतोच्छिते ।
नामिस्तन सूत्र वाहन तस्यतग्रह्यंयत् ॥ ४४ ॥
पादयानकटि यावत् दिशायां द्रष्टि वाहनांत् ।
करसंपूटमग्रंस्तं वैजनैय भवतात्मकं ॥ ४५ ॥
भूजा परेरद्भवा पक्षो तिक्षाणाग्रचंचुकाकृति ।
वामपाद तलः पड्डेण च यार्मे जानुका ॥ ४६ ॥
वाय पक्षोग्रयतोद्‌भूतं पक्षो साहसुशोमिदत् ।
नागारुढं च गरुड मुकुटालंकार मूपितं ॥ ४७ ॥

इति गरुड

વિષ્ણુ મૂર્તિ માન કહે છે. પ્રાસાદના અંશ માનથી નવમા ભાગે જાડી કરવી પાંચ છ અને સાત ભાગે (નવ ભાગમા) મૂર્તિ કરવી તેનાથી નાની કે મોટી ન કરવી.

વાહનની દૃષ્ટિ દેવની નાભિ સ્તનસૂત્રે કે તેના ગુહ્ય ભાગે રાખવી પગ કે કટિ બરાબર...વાહનની દૃષ્ટિ રાખવી. ગરુડની મૂર્તિ વિષ્ણુભક્ત કર સંપૂટ (બે હાથ જોડેલી) કરવી હાથની બે બાજુ પાંખો કરવી. તીક્ષ્ણ નાકની આકૃતિ કરવી. તેનો ડાબો પગ અંદર વાળેલો અને જમણો પગ ઉભો રાખવો. પગને પાંખો અદ્‌ભૂતને સુશોભિત કરવી સર્પના આભૂષણો યુક્ત મુકુટ અલંકારથી શોભતી ગરૂડની મૂર્તિ વિષ્ણુ ભગવાનના વાહન રૂપે સામે પધરાવવી, ઇતિ ગરૂડ ॥

## ॥ अथ ब्रह्मायतनानि ॥

ब्रह्मन्य भवने स्थाप्यं अग्नियां तु उमापति ।
दक्षिणे मातरं चैव नैरुत्ये च दिवाकर ॥ ४७ ॥
पश्चिमे जलसेनंतु वायव्ये विष्णु प्रकोर्तित ।
सोमे तु रुषिकूर्यात् ईशान तु विनायकं ॥ ४९ ॥
अग्नियादिशि विप्रस्य वेद मूर्ति न संशय ।
ईशान्यां तु श्रियादेवी प्राच्यां तु धरणिधर ।
विष्णोत्तर कार्या(ई)शान्यागारं तथैव च ॥ ५० ॥

इति ब्रह्मायतन

બ્રહ્માયતન–બ્રહ્માના પ્રાસાદની અગ્નિ કોણે શિવ ઉમા, દક્ષિણે માતૃકા; નૈરૃત્યે સૂર્યઃ પશ્ચિમે જલશાયિ; વાયવ્યે; વિષ્ણુ; ઉત્તરે ઋષિમુની, અને ઇશાન કોણે વિનાયક



શિવ નંદી



તાંડવ નૃત્ય શિવ



ધર્મરાજ



ક્ષેત્રપાળ



ઉમા મહેશ્વર



લલાટ તિલક શિવ



લલાટ તિલક શિવ



દિગંબર શિવ



નૃત્ય શિવ



ગજહારિ શિવ



ઉમા મહેશ્વર



સૂર્ય



VARAH
वराह



VAMAN
वामन



GANESH
गणेश

પરિકરયુક્ત વિષ્ણુ

સરસ્વતી





બુદ્ધ

HARAYAH


વિષ્ણુ


બ્રહ્માજી


મહીષાસુર મર્દની



પંચાયતન ગણેશ



હયગ્રીવ ભગવાન



ષડમુખ શિવ (ખજુરાહો)



રાધા કૃષ્ણ



કાલીયા મર્દન કૃષ્ણ



બંસીધર કૃષ્ણ



વિષ્ણુ બલિ

ભૈરવ





પરિકરયુક્ત વિષ્ણુ



ક્ષેત્રપાળ

ગણેશ : અગ્ની આદિ કોણમાં વિપ્રસ્ય વેદમૂર્તિ. ઇશાન કોણમાં લક્ષ્મીજી, પશ્ચીમમાં ધરણીધર : ઉત્તરમાં વિષ્ણુ પધરાવવા એમ શાંત્યાગાર ( બ્રહ્માના પ્રાસાદ ) માં દેવોની સ્થાપના કરવી. ઇતિ બ્રહ્માયતન.

अथ ब्रह्मा अष्ट प्रतिहार

प्रतिहाराश्च गंभिरा सकूर्ण मुकुटाज्वला ।
पद्मतुस्त्रुचागमं दंड सत्य नामानु ।
सव्यापसव्य योगेन कमंडल धर्म संभृत ॥ ५१ ॥
अक्षपद्माऽगमदंड वामे चैव प्रियोद्भव
दंडाऽगभस्त्रुक फलं च यज्ञ स्यात्सर्वकामद ॥ ५२ ॥
अक्षसूत्र गदा खेट दंडा विजयो भवेत् ।
अधो हस्तायसव्येन फलस्त्रुक यज्ञभद्रक ॥ ५३ ॥
अक्षपाशांकुश दंड भवश्च सर्वकासदं ।
दंडाकुशपाशोत्पल विभवो सर्व शांतिदः ॥ ५४ ॥

इति ब्रह्मा प्रतिहारा

બ્રહ્માજીના પ્રાસાદના ચારે તરફના આઠ પ્રતિહારોના સ્વરૂપો કહ્યા છે સર્વ પ્રતિહારો ગંભીર મુખ મુદ્રાવાળા અને દાઢીવાળાં અને મસ્તકે મુકટથી ઉજવળ એવા સ્વરૂપો આઠેના જાણુવા

પૂર્વ દીશાના દ્વારના ડાબી તરફના સત્ય નામનો પ્રતિહારના હાથમાં કમળ સરવો આગમ અને દંડ ધારણુ કરેલા છે. પૂર્વ જમણે ઉપર કહેલા સત્યના આયુધથી અપસવ્યના યોગે એટલે દંડ. પુસ્તક સ્ત્રુકને કમળ ( કમંડળ ) ધર્મે ધારણુ કરેલ છે. દક્ષીણુ દ્વારના ડાબે પ્રિયોદભવના હાથમાં માળા પદ્મ પુસ્તક અને દંડ ધારણુ કરેલા છે. દક્ષિણે જમણા યજ્ઞના હાથમાં માળા ગદા ઢાલ અને દંડ ધારણુ કરેલા છે તેના જમણે યજ્ઞભદ્ર ના હાથમાં નીચેના બે હાથોમાં ફળ અને સ્ત્રુક ધારણુ કરેલા છે ઉપર દંડને માળા ઉતરના ડાબા ભવના હાથમાં માળા પાશ અંકુશ કે દંડ ધારણુ કરેલા છે તે સર્વ કામનાને દેનારા જાણુવા જમણે વિભવના હાથમાં દંડ અંકુશ પાશ અને કમળ ધારણુ કરેલા છે તે સર્વ શાન્તીના દેનારા આઠ પ્રતિહારો બ્રહ્માજીના જાણુવા.

ઈતિ બ્રહ્મા પ્રતિહાર.

अथ सूर्यायतन

अग्नियां तु कुल स्थाप्यं गुरु याम्ये प्रतिष्ठितं ।
नैरुत्ये राहु संस्थाप्यं पश्चिमे चैव भार्गव ॥ ५५ ॥

वायव्ये चो चतुर स्थाप्यं सौम्ये या बुध मेव च ।
इशाने तु शनि दद्यात् प्राश्चायां चैव चंद्रमा ॥ ५६ ॥
ब्रह्माणं विष्णु सोमंतु इन्द्राद्या श्चिकोणकान ।
दंड पीगल पूर्वा च राज्ञा दक्षिणे स्तथा ॥ ५७ ॥
पश्चिमे धर्मराजं च रेवंतंचोत्तरे स्थित ।
विपरिता न कर्तव्या यदिच्छेछ्रियामात्मन ॥ ५८ ॥

इति सूर्यायतन.

સૂર્યાયતન–સૂર્યના પ્રમુખ પ્રાસાદે ને અગ્નિ કોણથી કેતુથી ફરતા નવ ગ્રહોની સ્થાપના કરવી દક્ષિણે ગુરૂ ગ્રહની સ્થાપના કરવી. નૈઋત્ય કોણમાં રાહુ. પશ્ચિમે શુક્ર વાયવ્યમાં મંગળની ઉત્તરે બુધની ઈશાન કોણમાં શનીની અને પૂર્વમાં ચંદ્રમાની સ્થાપના કરવી

બ્રહ્મા વિષ્ણુને શિવને ઈંદ્રની ઇશાનાદિ કોણે સ્થાપવા.

દંડ પીંગલને પૂર્વે, રાજ્ઞા ( ) દક્ષીણે, પશ્ચિમે ધર્મરાજ અને ઉત્તરે રેવંત રાજ આથી–વિપરીત્ત–પોતાનું હિત ઇચ્છનારે સ્થાપન ન કરવા.

## सूर्य अष्ट प्रतिहार

तर्जनी किरण ताम्रचूडश्च दंड दंडक ।
शक्ति किरणा तर्जनी दंडे पिंगलोच्यते ॥ ५९ ॥
तर्जन्योद्वे वज्रदंडानंदो नाम नामत् ।
तर्जनी दंडायसव्येया संभवेडन्तकोद्भव ॥ ६० ॥
तर्जनी द्वो पम दंडे वामत चित्रकोच्यते ।
तर्जनी दंडायसव्य विचित्रं दक्षिमास्थितः ॥ ६१ ॥
तर्जनी द्वौ किरणं च दंडान्ते किरणाक्ष्दवो ।
तर्जनी दंडाय सव्ये कर्तव्यो च सुलोचनो ॥ ६२ ॥

इति सूर्याष्ट प्रतिहारा

## સૂર્ય અષ્ટ પ્રતિહાર

સૂર્યદેવના પૂર્વદ્વારે દંડીના હાથમાં તર્જની. કીરણ તામ્રચૂડ અને દંડ ધારણ કરેલા છે પૂર્વના જમણે પીંગલ પ્રતિહારના હાથમાં શક્તિ કીરણ તર્જની અને દંડ ધારણ કરેલા છે.

દક્ષીણની ડાબી બાજુ આનંદના હાથમાં તર્જની વજ્ર અને દંડ ધારણ કરેલા છે જમણી તરફ અનંતના હાથમાં તર્જની ને દંડ અપસવ્યે એટલે દંડને તર્જની ધારણ કરેલા ને પશ્ચિમે ડાબે ચિત્રકના બે હાથમાં તર્જની પદ્મને દંડ ધારણ કરેલ છે.

જમણી **વિચિત્ર**ના હાથમાં તર્જનીને દંડ અપસવ્યે દંડને તર્જની ધારણ કરેલ છે ઉત્તરે. ડાબે **કિરણ** પ્રતિહારના હાથમાં બે તર્જની કીરણને દંડ ધારણ કરેલા છે

જમણે **સુલોચન**ના હાથમા તર્જની દંડ અને તર્જની કીરણ ધારણ કરેલા છે.

ઈતિ સૂર્યાષ્ટ પ્રતિહાર.

अथ गौर्यायतन

गौर्यायतनं प्रवक्ष्यामि देवता नामानुक्रम ।
वामे मात्रश्रिया सौम्ये सावित्री चैव पश्चिमे ॥ ६३ ॥
पृष्ठे कर्णे तथा द्वाभ्या भगवती च सरस्वती ।
ईशाने तु गणेशं श्च कुमारं अग्नि कोणके ॥ ६४ ॥
कुंडलाभ्यामलं कृता सर्वभरण भूषितं ।
मध्ये देव्या प्रतिस्थाप्य इश्वरस्य सदाशिव ॥ ६५ ॥

इति गौर्यायतन.

अथ गौर्याष्ट प्रतिहारा

अभयांकुश पाशदंड अजिता यथा पूर्वत् ।
सव्यासव्य योगेत्र विजयो नाम तद्भवेत् ॥ ६६ ॥
अभयांकुश पाशदंड अजिती सव्या पराजित ।
अभयं पद्मांकुश दंड विभक्ता सव्वा मंगला ॥
अभयं शंख पद्मं दंडमोहिनी ...सव्य स्तम्मिनी ॥६७॥

इति गौरि प्रतिहार.

હવે ઉમા ગૌરી આયતન દેવના ક્રમથી કહ્યું છે. ડાબી તરફ લક્ષ્મી ઉત્તરે માતૃકાલક્ષ્મી સાવિત્રી પશ્ચીમે. પાછલા બે ખુણે ભગવતી અને સરસ્વતીની સ્થાપના કરવી ઇશાન કોણમાં ગણેશ અગ્નીકોણે કાર્તિકસ્વામી=(કુમારસ્કંદ) સ્થાપન કરવા કુંડળ આદિ આભૂષણોથી શોભતા સ્વરૂપો પધરાવવા દેવીના મધ્યમાં ઇશ્વર સદાશિવ સ્થાપવા— ઈતિ ગૌર્યાયતરા

ગૌરીના પ્રતિહાર આઠ કહે છે. પૂર્વમાં ડાબે **અજિતા** દેવીના હાથમાં અભય અંકુશ પાશ અને દંડ ધારણ કરેલા છે. જમણે **વિજયના** હાથમાં ઉપરોક્ત આયુધો અપસવ્ય રીતે ધારણ કરેલા છે. દક્ષિણે ડાબી તરફ **અજિતીના** હાથમાં અભય અંકુશ (કમળ) પાશને દંડ ધારણ કરેલા છે જમણે **અપરાજિતાના** હાથમાં પણ સવ્ય આયુધો ધારણ કરાવવા. પશ્ચીમના દ્વારના ડાબે વિભક્તા અભય શંખ પદ્મને દંડ ધારણ કરેલા છે જમણી તરફ **મંગલા** ના આયુધો ઉપર કહ્યા તેમ સવ્ય ધારણ કરેલાં છે. ઉત્તરના દ્વારે ડાબી **મોહનીના** હાથમાં અભય, શંખ, પદ્મ, અને દંડ ધારણ કરેલા છે. તેના જમણી તરફ **સ્તંભિની** ના આયુધો પણ ઉપર કહ્યા તે પ્રમાણે સવ્ય ધારણ કરેલા છે ઈતિ પ્રતિહારા

अथ चंडिका प्रतिहारा

चंडिकायां प्रतिहारानं कथयिष्याम्यनुक्रमात् ।
दंष्ट्रानन विकटास्यः संस्फूर दर्शनोज्वलः ॥६८॥
वर्वरी व्यक्त देहश्च रक्ताक्षश्च महाबलः ।
तर्जनी चैव खट्वांग डमरु दंडायुधम् ॥६९॥
वैताल स समाख्यातो अपसव्यैव कोटर ।
अभयं खड्ग खेटकं पिङ्गाक्षकोद्भया ॥७०॥
मुभयोपसव्यं योगेन भवेत् भ्रकुटि नामक
तर्जनी वज्रांकुशदंड धूम्रकोनामनामत् ॥ ७१ ॥
अपसव्याप सव्य पयोगोन स भवेत् कंकं नामत् ।
तर्जनी त्रिशूलंहरतं खट्वांग दंड मेव च ॥ ७२ ॥
रक्ताक्ते नाम वामेक अपसव्वे सुलोचन ॥

इति चंडी प्रतिहाराष्ट

ચંડીકાના પ્રાસાદના ચારે તરફના દ્વારના પ્રતિહારો કહું છું દેખવામાં વીકૃત વિકરાળ બર્બરકેશ બર્બર દેહ રક્તવર્ણ મહાબલવાન આઠે પ્રતિહારોના સ્વરૂપો જાણવા.

પૂર્વના દ્વારના ડાબી તરફના વૈતાલનું સ્વરૂપ આયુધ તર્જની ખટવાંગ ડમરૂ અને દંડ ધારણ કરેલા છે. તેના જમણી તરફના કોટરના આયુધો ઉપરથી અપસવ્યે જાણવા દક્ષિણ દ્વારના ડાબે પીંગાક્ષના હાથમાં અભય ખડગ–ઢાલ અને દંડ ધારણ કરેલ છે (૭૦) દક્ષિણ જમણી તરફના ભ્રકુટીના આયુધો ઉપરથી અપસવ્ય ધારણ કરાવવા. પશ્ચિમના દ્વારે ડાબી તરફ ધુમ્રકના હાથમાં તર્જની વજ્ર અંકુશ અને દંડક ધારણ કરેલ છે તેના જમણી તરફ કંટકના હાથના ઉપર કહેલા અપસવ્યે ધારણ કરેલ છે. ઉતરના દ્વારે ડાબી તરફ રક્તાસપ્રતિહારના હાથમાં તર્જરી ત્રિશૂલ ખટવાંગ અને છે ધારણ કરેલ છે તેમાંથી અપસવ્યે જમણી તરફના સુલોચન પ્રતિહારના હાથના આયુધો જાણવા. ઇતિ ચંડીકાના આઠ પ્રતિહાર.

युग्मरुपायतन

हरिहरहीरण्यगर्भ च कर्तव्याकस्त्रुकं ।
द्वौद्वोभुजाय कर्तव्या चत्वारो चतुरानन ॥ ७३ ॥
नकुलीशंच इशान्यं आग्नेयाब्रह्मशंकर ।
नैरुत्ये विष्णुरादित्य वायव्ये नटेश्वर ॥ ७४ ॥

नभूताकारयेत्वूव लिंगादिषुन संशय ।
त्रयःपुरुषश्च कर्तव्या अग्रतस्तोरणान्वित ॥ ७५ ॥
दीशिदेवा प्रकर्तिता कर्तव्या देवी संयुक्त ।
बुधै मेरुश्च येतः कार्या वृषमकार्येषु पृष्ठतः ॥ ७६ ॥
वामे गरुड प्रकर्वव्यं हंसकूर्याच दक्षिणे ।
हरिहरहीरण्यगर्भ आयतन प्रकर्तव्य ॥ ७७ ॥

યુગ્મમૂર્તિઓના પ્રાસાદના આયતન કહે છે. હરિહર હીરણ્યગર્ભ. વિષ્ણુ–શીવ અને બ્રહ્માની સંયુક્તના પ્રાસાદો. કરવા. પ્રત્યેક સ્વરૂપને બબ્બે ભુજાઓ કરવી અને ચારે તરફ ચતુર્મુખ (બ્રહ્માના રૂપે) કરવા તેવા પ્રાસાદને ઇશાન કોણે નકુલીશ અગ્ની કોણે બ્રહ્માને શંકર સ્થાપવા—પૂર્વમાં લીંગ આદિ સ્થાપવા. તેવા ત્રણેય પુરૂષના પ્રાસાદના આગળ તોરણ કરવા દીશાના દેવો અને દેવીઓ સહીતના યુગ્મ રૂપો સ્થાપન કરવા. બુદ્ધીમાન શીલ્પીએ તે મેરૂ સ્વરૂપ કરવો. પ્રાસાદના પાંછળ વૃષભ નંદી. ડાબી તરફ ગરૂડ અને જમણી તરફ હંસ બેસારવા એ રીતે હરિહર હીરણગર્ભ આયતન કરવું.

## अथ द्वारावती

अथातः संप्रवक्ष्यामि द्वारमत्या सु लक्षणं ।
आदिमूर्ति कृष्णदेव द्वारिकायां जगत्पति ॥ ७८ ॥
विनाराज्ञा प्रजायहृत पुंसहितास्तुयोषित ।
द्वारिका कृष्ण हीनांच विनाकृष्ण नवोच्यते ॥ ७९ ॥
एकवक्त्र कृष्ण मूर्त्याच द्वारिकायां तु फलं भवेत् ।
द्वारकान्ये वर्तियुक्ताना तत्पुण्य नरंलभेत् ॥ ८० ॥
स्वप्ने वामन सेवापि द्वारिकास्तुलभ्यते ।
सलेत विष्णु लोके यावदाघ्नि संयुता ॥ ८१ ॥
अर्धमाने त्रिमागेवा वासुदेवद्युन्युनतः ।
आदिमूर्ति श्राद्धेन वाराह सरय तथादेव ॥ ८२ ॥
वैकुंठ विश्वरुपं च अनंत त्रिलोक्यमोहन ।
एतत् स्कंधसमताश्च शेषाश्चतश्चन्यूनता ॥ ८३ ॥
प्रासादे मंडपे वाथे गर्भ मध्ये प्रतिष्टिते ।
वेदीकाक्षजलंपीठे उर्दम्त्ररोछ्यंगुलयते ॥ ८४ ॥
सव्थवर्ते सुरास्थाप्यं दूर्वासादि गणाधिके ।
दूर्वासा विविधाश्चैव वासुदेवं तु केशव ॥ ८५ ॥

नारायणां च मध्येय विश्वास्तंभ तथैव च ।
संकर्षण गोविंद विष्णु च मधुसुधनं ॥ ८६ ॥
देवकिय च योगेश कृष्णान्त स्थाप्ये दिति ।
त्रैलोक्य मोहन वापि लक्ष्मी नारायणाविदु ॥ ८७ ॥
प्रद्युम्नतस्थाप्यं त्रिविक्रमं ततः पर ।
वामन श्रीधरं चैव वैकुंठं च तथैव च ॥ ८८ ॥
अनिरुद्ध ऋषिकेश पद्मनाभं च दामोदरं ।
रुक्मणि ततः स्थाप्यं गणाधिक्यं तथैव च ॥ ८९ ॥
आदिमूर्ति कृष्णदेव द्वारिकायां जगत्पति ।
मध्येतु ततः स्थाप्य सर्व देव मयशुभं ॥ ९० ॥
शेष कूर्म्म समायुक्त लक्ष्मीस्याद्वामपार्श्वत ।
प्रद्युम्ना च अनिरुद्धो च प्रतिहारो प्रकल्पयेत् ॥ ९१ ॥
वैकुंठ विश्वमांवा च स्तनसूत्रे नियोजयेत् ।
वासुदेवो क्रमेणैल कंठस्व शून्यो नसेत् ॥ ९२ ॥
चतुषष्टि मवेद्वारं शुकरं पंचविंशति ।
एवं च द्वारिका स्थाप्य सर्वलक्षण संयुत ॥ ९३ ॥

इति द्वारावती

હવે દ્વારવતીને જે સુલક્ષણ યુક્તથી રચના કરવનુ કહુ છુ જગત્પતિ આદિ દેવ જે કૃષ્ણ દેવ દ્વારકામાં છે. રાજા વગરની પ્રજા શોભે નહિ તેમ શ્રી કૃષ્ણ મૂર્તિ વગરના દ્વારકા શોભે નહિ. તેવી દ્વારિકાના પ્રાસાદની રચના કરાવનારને અલભ્ય લાભ પ્રાપ્ત થાય વિષ્ણુ લોક જેવી દ્વારિકાની રચના કરવી. ગર્ભ ગૃહના અર્ધા ચોથા કે ત્રીજા ભાગે વાસુદેવની સ્થાપના કરવી દશાવતારમાં આદિ મૂર્તિ વરાહની સ્થાપવી વૈકુઠ ભગવાન વિશ્વ રૂપ અનંત. ભગવાન ત્ર્યૈલોકયમોહન એ સર્વ મૂળનાયકના સ્કંધ ખભા બરાબર સ્થાપવા બાકીના નીચે સ્થાપવા પ્રાસાદમાં કે મંડપમાં કે ગર્ભ મધ્યે પ્રતિષ્ઠીત કરવા. વેદિકા જળપીઠ દ્વારના ઉંબરાની ઉંચાઇ જેટલા કરવા. દુર્વાસા અને ગણેશ આદિ દેવો સવ્ય પ્રદક્ષિણાયે સ્થાપવા વાસુદેવને કેશવ એમ વિવેધ રૂપે દુર્વાસા જાણવા–મધ્યમાં નારાયણ અને વિશ્વ સ્તંભ (      ) સંકર્ષણ, ગોવીંદ, વિષ્ણુ મધુસુદન, સવ્ય સ્થાપવા કૃષ્ણના પાસે દેવકી......ત્ર્યૈલોકય મોહન લક્ષ્મી નારાયણ, પ્રદ્યુમન, ત્રિવિક્રમ, વામન શ્રીધર, અને વૈકુંઠ ભગવાન ક્રમે સ્થાપન કરવાં અનિરૂદ્ધ, ઋષિકેશ, પદ્મનાભ, દામોદરને સ્થાપવા કૃષ્ણ સાથે રૂક્મણી ગણાધિ સાથે સ્થાપવા જગતના પતિ એવા આદિ મૂર્તિ શ્રી કૃષ્ણ દેવ મધ્યમાં

સ્થાપન કરવી સર્વ દેવમય એવી શુભ સ્થાપના કરવી શેષ અને કૂર્મ સાથે લક્ષ્મીની ડાબી તરફ સ્થાપન કરવા દ્વારોના પ્રતિહારો પ્રદ્યુમ્ન અને અનીરૂદ્ર જાણવા વિશ્વના ભાવ રૂપ વૈકુંઠ આદિ દેવો સ્તન સૂત્રે પધરાવવા વાસુદેવના ક્રમથી કંઠથી નીચે સ્થાપવા આયતનમાં દ્વારીકાની રચના કરવી તેને ચોસઠ દ્વાર કરવા શુકર(ચોક) પચ્ચીશ. એવી વિધિ સર્વ લક્ષણવાળી દ્વારિકાની રચના કરવી. ઈતિ દ્વારાવતી

॥ अथ आदित्यादि त्रिपुरुषायतन ॥

आदित्य ब्रह्म विष्णु च त्रयपुरुषा मुनानु च ।
आदित्दक्षिण ब्रह्मा वामे विष्णुपरि किर्तिते ॥ ९४ ॥
वामन चाग्नयगु मात्रुस्थानं तु दक्षिण ।
नैरुत्ये च उमारुद्रे ग्रहरुषंयस्तु वारुणे ॥ ९५ ॥
वायव्ये पार्वती स्थाप्य दशावतारं सौम्यता ।
ईशान्ये ईशदेवस्य कर्तव्या तु क्रमेण च ॥ ९६ ॥
उमा स्थाने हरिलक्ष्मी दशावतारे तु द्वारिका ।
उमारुद्रे तु ईशाने तु स्थापये च विचक्षता ॥ ९७ ॥

इति आदित्य त्रिपुरुणायातन

સૂર્ય બ્રહ્મા અને વિષ્ણુ એ ત્રણ દેવોનુ આયતન કરવું આદિત્ય=સૂર્યની જમણી બાજુ બ્રહ્મા અને ડાબી તરફ વિષ્ણુ સ્થાપવા અગ્નીકોણમાં વામન. દક્ષીણમાં માતુકાઓ નૈરૂત્યમાં ઉમા અને રૂદ્ર. પશ્ચીમમાં ગ્રહો અને ઋષિ મુનીઓ વાયવ્યમાં પાર્વતીની સ્થાપના કરવી. ઉત્તરમાં દશાંવતાર–ઈશાનમાં ઇશ શીવ. એમ અનુક્રમે સ્થાપના કરવી. ઉમાના સ્થાને લક્ષ્મીનારાયણ અને દશાવતારના સ્થાને શ્રી કૃષ્ણ ઇશાનમાં ઉમા રૂદ્રને સ્થાપન કરવા ઇતિ આદિત્ય ત્રયપુરૂષાયતન.

अथ गणेशायतनानि

वामांङ्गे गजकर्णे तु सिद्धिदक्षा तु दक्षिणे ।
पृष्ठकर्णे तु द्वाम्या तु धूम्र केवलं चंद्रमा ॥ ९८ ॥
उत्तरे तु तदा गौरि याम्यै श्चैव सरस्वती ।
पश्चिमे यक्षराज तु बुद्धिपूर्वेषु संस्थिता ॥ ९९ ॥

गणेश प्रतिहारा

वामनाकानसर्वेश पुरुपाननसौम्यत ।
तर्जनी परशु पद्म दंड तु अविघ्नं दंड हस्तकं ॥ १०० ॥

तर्जनी दंडापसत्ये स भवेद्विघराजका ।
तर्जनी खड्गखेट तु दंड हरतै सुवक्त्रक ॥ १०१ ॥
तर्ज़नी दंडापसव्ये बलवांश्च दक्षिणे ।
तर्जनी बाण चाप च गजकर्णो हस्त दंडक ॥ १०२ ॥
तर्जनी दंडापसव्य गोकर्णः प्रति पश्चिमे ।
तर्जनी पद्मंकुशं च दंड हस्त स्तु सोम्यक ॥ १०३ ॥
तर्जनी दंड पसव्ये अभय शुभदायक ।
पक्ष द्वारेषु दिग् सर्वेषु अष्टो विघ्नविनाशकः ।· १०४ ॥

इति गणेश प्रतिहाहा

વિનાયક ગણેશના આયતનમાં. ડાબા અંગે ગજકર્ણ. જમણીબાજુ સિદ્ધિ પાછલા ખુણે ધ્રુમ અને ચંદ્રમાં. ઉત્તરે ગૌરિ' દક્ષિણે સરસ્વતી પશ્ચિમે ;ક્ષરાજ. પૂર્વમાં બુદ્ધિ દેવીની સ્થાપના કરવી એ રીતે ગણેશાયતન જાણવા.

હવે ગણેશ પ્રતિહારો કહે છે. સર્વપ્રતિહારો વામન ઠીંગણા સૌમ્ય પુરૂપ જેવા જાણવા—૧ પૂર્વના દ્વારે ડાબે અવિઘ્નના હાથમાં તર્જની પરશુ પદ્મ અને ડાબે દંડ ધારણ કરેલા છે. જમણે વિઘ્નરાજના હાથમાં તર્જની દંડ કમળને પરશુ ધારણ કરેલ છે. ડાબા હાથે તર્જની ખડક ઢાલ દંડ ધારણ કરેલ છે સુવકને એમ સવ્ય સવ્ય દક્ષિણના દ્વારે જમણી તરફ બલવાના હાથમાં તર્જની દંડ પરશુને દંડ ધારણ કરેલ છે પશ્ચીમે ડાબી તરફ ગજકર્ણના હાથમાં તર્જની બાણ ધનુષ્યને દંડ ધારણ કરેલ છે. પશ્ચીમના દ્વારે જમણી તરફ ગોકર્ણના હાથમાં તર્જની દંડ પરશુને અંકુશ ધારણ કરેલા છે ઉત્તરે ડાબી તરફ સૌમ્યકના હાથમાં તર્જની પદ્મ અંકુશને દંડ ધારણ કરેલા છે ડાબી તરફ શુભદાયકના હાથમાં તર્જની દંડ અંકુશને પદ્મ ધારણ કરેલા છે એ રીતે ચારે દીશામાં આઠ દ્વારોના આઠ પ્રતિહારો વિઘ્નનો વિનાશ કરનારા જાણવા. ઇતિ ગણેશ પ્રતિહાર.

। अथ जिन ।

जिनालये ततो देवा जिन शासन पारगा ।
जिनेन्द्रस्य तथा यक्षो देव्या जिनमातुका ॥ १०५ ॥
तिर्थंकरा अतिताश्चैव वर्तमान विंव नागत् ।
केवलीरुपमाचाश्च पद्मनामाधुतक्रमात् ॥ १०६ ॥
चतुर्विंशति पृथकैक्यै जिनाकांच द्वांसप्तति ।
मूलनायको भवेद्यस्तु तस्य स्थाने सरस्वती ॥ १०७ ॥
जिनालये जिनकुर्यात् अंते कूर्यात्सरस्वति ।
सरस्वती जिनश्चैव अन्यान्यवरोधक ॥ १०८ ॥



વૈકુંઠ વિષ્ણુ



પંચમુખ વિશ્વકર્મા



પંચમુખ હનુમંત



ચતુર્મુખ બ્રહ્મા






નૃસિંહ ભગવાન



ભુવનેશ્વરી દેવી



મહીષાસુરમર્દિની

## દશાંવતાર


મચ્છ


કચ્છ


વરાહ


નૃસિંહ


વામન


પરશુરામ


રામ


કૃષ્ણ


બુદ્ધ


કલ્કી


વિષ્ણુ

## સંયુક્ત સ્વરૂપ



કૃષ્ણ કાર્તિકેય



પુરુષોત્તમ



વૈકુંઠ



વિશ્વસ્વરૂપ



બ્રહ્મા



મહીષાસુરમર્દની



સૂર્ય



વિષ્ણુ



ભૈરવ



વૈકુંઠ ભગવાન



હયગ્રીવ



બ્રહ્મા



વિષ્ણુ



મહેશ



પ્રજ્ઞા પારમિતા (જાવા)

द्विसप्तवा द्विवाणवा चतुर्विंशति ततोपिवा ।
जिनालये चतुर्दिक्षु सहितं जिनमंदिरम् ॥ १०९ ॥

જીન શાસનમા પરાગ એવા જીનાલયમાં જીન તીર્થંકર ક્ષય યક્ષણીઓ દેવી જીન માતૃકાઓ, અતિત, આનાગતને વર્તમાન એમ ત્રણ કાળના ચોવીશ એમ ચોવીશ બહોંતેર પૃથક પૃથક લંચ્છનવાળાના છે પ્રથમ તીર્થંકર ઋષભદેવ કેવળી જ્ઞાની પદ્મનાભ પ્રભુ છે. જીનાલય ૨૪-૫૨-૭૨, ૧૦૮ દેવકુલીકાના થાય તેમાં ચોવીશ જીનાલયના અંતમાં સરસ્વતીની સ્થાપના કરવી પરંતુ અન્ય દેવદેવીના માટે અવરોધ જાણવો.

जिनप्रतिहारा

फल वज्रांकुशोदंड ईंद्रोऽसव्ये इंद्रजय ।
द्वौ वज्रोफलदंडौ च माहेंद्रोपसव्ये विजया ॥ ११० ॥
तदायुधोस्तेनयुक्ता त्रिपंच फणोर्धगा ।
धरणोद्रः पद्मकश्चैव सर्वे शांतिकराः स्मृता ॥ १११ ॥
यक्ष रुपाधिकाराश्च निधिहस्ताः महोदराः ।
सुनाभो सुरदुंदुभिप्रोक्त सर्वे शांति प्रदायका ॥ ११२ ॥

इति जिनप्रतिहार.

જીનાલયના ચારે દીશાના દ્વારોના આઠ પ્રતિહારોના સ્વરૂપો કહે છે. પૂર્વમાં ડાબે **ઈંદ્રના** હાથમા ફળ વજ્ર અંકુશને દંડ ધારણ કરેલ છે. જમણી તરફ **ઈંદ્રજયના હાથમાં** અપસવ્ય રીતે આયુધો ધારણ કરેલ છે. દંડ અંકુશ વજ્રને ફળ એમ દક્ષીણના દ્વારે ડાબી તરફ **માહેંદ્રના** હાથમાં બે વજ્ર ફળ અને દંડ ધારણ કરેલ છે જમણે **વિજય** દ્વારપાલને અપસવ્ય દંડ બે વજ્રને ફળ ધારણ કરેલ છે પશ્ચિમના પ્રતિહાર **ધરણેંદ ને પદ્મકના** મસ્તકે ત્રણ કે પાંચ ફણાનો સર્પ છે તેના આયુધ ભેદે કરીને તે સર્વ શાંતીના દેનારા છે. ઉત્તરના દ્વારે ડાબે **સુનાભ** અને જમણા દ્વારે **સુરદુંદુભી** યક્ષ રૂપના અધિકારી મોટા પેટવાળા છે તે બંનેના હાથમાં દ્રવ્યની થેલી ધારણ કરેલ છે તે સર્વ પ્રતિહારો શાંન્તીને દેનારા જાણવા

ઇતિ જૈન પ્રતિહાર

ઈતિ શ્રીવિશ્વકર્માવતારે જ્ઞાનપ્રકાશ દીપાર્ણવે આયતનાધિકારે સપ્તદશમોધ્યાય ॥ ૧૭ ॥ પદ્મશ્રીપ્રભાશંકર આઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષા ટીકાનો સત્તરમો અધ્યાય.

## अथजलाश्रयाधिकार अ० १८

श्री विश्वकर्माउवाच

वापिकूय तडागानि कुंडानां च लक्षणं ।
त्रिपुरुपवा ब्रह्मा भ्यंतरेषु उत्तम स्या जलाश्रय ॥ १ ॥

